२५२९

ઈનામ રૂ ૧૦૦) નું. કચ્છ ગીબ્સ મેમોરિયલફંડ.

# उद्योगथी थता लाभ तथा आलस्यथी थती हानि.



રચનાર

સંગવી નગીનદાસ પુરૂષોત્તમદાસ.

श्लोक.

आलस्यंहिमनुष्याणांशरीरस्थोमहारिपुः ।
नास्त्युद्यमसमोबन्धुःकुर्वाणोनविनश्यति ॥१॥

ગીતિ.

જનના તનમાં વસતા, આલસ્યનેજ મહારિપુ ધારે;
ઉદ્યમ સમ નહિ બંધુ, નાશ ન પામે ઉદ્યમ કરનારે.

અમદાવાદ—આર્યોદય પ્રેસ.

સંવત ૧૯૪૨—સન ૧૮૮૬

કીમ્મત ૬ આના.

# અર્પણ પત્ર.



શ્રીસદ્ગુરુકૃપાપાત્ર પરમપૂજ્ય ગૃહસ્થયોગિ-
શિરોમણિ શ્રીમત્ છોટાલાલ જીવનલાલ !

અંતઃશત્રુના નિરોધ વિષે ચર્ચા ન કરતાં તે અંતઃશત્રુના નિરોધમાંજ સંતત મંડયા રહેનાર, સમર્થ સાધુગુણયુક્ત તથા મને સન્માર્ગમાં પ્રથમ દોરી શ્રી સદ્ગુરૂ સન્મુખ કરનાર આપને આ પ્રથમાવૃત્તિ પ્રણામપૂર્વક સપ્રેમ અર્પણ કરૂં છું. આથી આપે કરેલ અકથ્ય ઉપકાર કોઇ પણ અંશે વળતો નથી.

આપના

કનિષ્ટબંધુ

નગીનના સપ્રેમ પ્રણામ યુક્ત

જયગુરુ

૨૫૬

## પ્રસ્તાવના.

સન ૧૮૮૨ ના ફેબ્રુઆરી માસના બુદ્ધિપ્રકાશમાં **"ઉદ્યોગથી થતા લાભ તથા આલસ્યથી થતી હાનિ"** એ વિષયનો નિબંધ લખવાને માટે ઇનામ વિષે જાહેરખબર આપી હતી. તે ઉપરથી મેં આ નિબંધ લખી સોસાઇટીને તપાસવા માટે સોંપ્યો. આ નિબંધની સાથે બીજા પાંચ ઉમેદવારોના લખેલા નિબંધ હતા. તે સૌમાંથી આ નિબંધ યોગ્ય લાગવાથી પરીક્ષકોએ પસાર કર્યો અને કચ્છ ગિબ્સ મેમોરિયલફંડનું રૂ ૧૦૦) નું ઈનામ મને મળ્યું; વળી સોસાઇટીએ ઇનામ કરતાં કાંઇ વધારે લાભ આપવો યોગ્ય ધારીને તે નિબંધની પ્રથમાવૃત્તિ કાઢવાનો હક પણ મને આપ્યો. આટલાપરથી મારા સુજ્ઞ દેશીઓને તો આ નિબંધના ગુણદોષ વિષે કાંઈ શક રહેવો સંભવતો નથી.

આ નિબંધ હું જ્યારે ૧૭ વર્ષની વયનો હતો ત્યારે મેં લખ્યો છે, તથા પ્રજા સમીપ મૂકેલું આ મારૂં પ્રથમનુંજ લખાણ છે, તેથી અત્રે હું કબુલ કરૂં છું કે હાલ હું લખી શકું તેવું સારૂં લખાણ આમાં નથી. તોપણ વિવેકી પ્રજાને આ લઘુ નિબંધ અરૂચિકર નહીં થઈ પડે એવી આશા રાખવાનાં મારે સબળ કારણો છે.

પણ હાલ આપણા ગુજરાતીઓમાં પોણાબે પંડિતોની વૃદ્ધિ નજરે પડે છે. તેમને આ નિબંધ રૂચશે કે નહીં એ વાતમાં જરીક સંશય રહેછે ખરો. કેટલાક સાહેબો તો કહે છે કે સોસાઇટીઓએ અને કમિટીઓએ કોઇ પુસ્તક પસાર કર્યું તેથી શું થયું? જ્યારે જગત્માં તે પુસ્તક પસાર થાય ત્યારે ખરૂં. આવોજ વિચાર સન ૧૮૮૫ ના **બુદ્ધિપ્રકાશ**માં પ્રકટ થતા "ગ્રંથકર્ત્તા" નામના વિષયના લખનારનો છે એમ તે વિષય વાંચતાં જણાય છે. તે વિષયનો લખનાર કોણ છે અને કેવો છે તે જાણવાની અમારે અત્રે શી જરૂર છે? ગમે તે હો. આપણે કાંઈ તેમનાજ વિષે વાત કરતા નથી; પણ એવા એવા વિચારો દર્શાવનાર ઘણા માણસોનું જગત્ શું છે, એતો આ નિબંધના સંબંધમાં મારે જણાવવું જરૂરનું છે. તેમ-

નું અખિલ જગત્ તેમની લાંબી અક્કલ અને તેથી પણ વધારે લાંબી તેમની જીભ કે કલમમાં સમાઇને રહ્યું છે. તેમની અદલ અક્કલને જો કાંઇ રૂચ્યું તો ઠીક, નિકર તેમના મોઢામાં ધારાળી જીભ, ખડિયામાં શાઇ અને હાથમાં કાળા મોઢાવાળી કલમતો છેજ. દેખાદેખી કરનારી તથા દિવાની દુનિયા તો પછી તૈયારછેજઃ—

"વા વાયોને નળિયું ખસ્યું, તે દેખીને કુતરૂં ભસ્યું;
બહુ થયો ત્યાં સોર બકોર, કોઇ કહે મેં દીઠો ચોર." ઇત્યાદિ ઈ.

સર્વે વિચારવાન સારી રીતે જાણે છે કે તેવા લોકો કમિટીએ પાસ કરેલાં પુસ્તક તરફ કટાક્ષથી જુએ છે; પણ નિશ્ચય સમજવું કે જ્યાં લગી પોતે પરીક્ષા નથી આપી ત્યાં લગી તેને બીજા માણસનાં પુસ્તકપર વિવેચન કરી પરીક્ષા કરતાં બરોબર રીતે આવડતું નથી. પછી ભલેને તે મોટા ભા થઇને બેસે. પણ જ્યારે તેવાની પરીક્ષા કરનાર કોઇ વીર નીકળી આવે છે ત્યારે એક જોવા લાયક દેખાવ થઈ રહે છે.

બીજું વિવેચકોની ગુજરાતમાં શી સ્થિતિ છે, તે પણ અત્રે ધ્યાનમાં લેવું જોઇએ. તે લોકો તો વિવેચન કરતાં ઘણી વાર કહેછે કે "અમુક ગ્રન્થમાં અમે ફલાણું જોયું તેતો બહુજ ખરાબ, તેમાંના બીજા વિચાર વિગેરે ગમે તેવા સરસ હો." (આવાં વાક્ય "ગ્રન્થકર્તા"માં પણ કોઇ વાર નજરે પડે છે; અત્રે તો સામાન્ય વાત છે કે આવી સ્થિતિ ગુજરાતમાં વિવેચકોની છે.)

આવા વિવેચકને વિવેચક કોણ કહે ? તેઓ વિવેચક નહીં પણ ચકચક કરતાં વિવેચકલાં છે. આ લોકોનો મૂળ હેતુ તો પોતાના મિત્રમંડળમાં સપાટા મારવાનો છે કે અમે ફલાણાને કેવો ખરડયો છે, કેવો ઉડાવ્યો છે,–વિગેરે. હશે આપણે તેની શી જરૂર છે; પણ તેમના વિષે વિચાર કરતાં મને નીચે પ્રમાણે વિચાર આવે છેઃ– આવા લોકોનો સ્વભાવ જળોના જેવો છે; જળો જેમ શરીરે કાંઇ ઉઝરડો હોય ત્યાં જઇને વળગે છે તેમ આવા વિવેચક પણ ગ્રંથનાશરીરમાં કાંઇ અલ્પ દોષ જણાય કે ત્યાંજ જઇને ચોટે છે. જળો મડદાલ લોહીથી તૃપ્તિ માને છે, અને વિવેચકલાં દોષદર્શન કરતાં ઉ-

શ્કેરાયલી વૃત્તિમાં મહાલે છે. વળી જેમ કૂતરાઓ ખાંડ બનાવવાના કારખાનામાં જઈને ખાંડનો કચરો ખાઇ હડકાયા થાય છે તેમ આવા વિવેચકો પણ જુના અને નવા ગ્રંથકારોની ખુબી સમજવાને અસમર્થ હોવાથી તે ગ્રન્થના કચરા માત્રના ભોગી થયેલા હડકાયા થઇને સહુને બચકાં ભરવા દોડે છે. આમ કરવામાં તેઓ નામના સમજે છે; ફલાણી સાલમાં ફલાણો કુતરો હડકાયો થયો ત્યારે આટલાં માણસને કરડયો હતો એવી નામના તેમની થાય ખરી, એ વાતતો અમારે કબુલ કરવી પડે છે. આવા વિવેચકલાં ઉપર કોઇ બાજ પડે તો લોકોને લાભ થાય ખરો. આપણા ગુજરાતી વિવેચકો કોઇ ગ્રંથ પર સંજીવની કે પ્રકાશિકા ટીકા કરતા નથી, પણ બધા ગ્રંથપર દોષદર્શની, વિરૂપકારિણી, ગાલીપ્રદાયનિ, નિન્દાસરિત વિગરે ટીકાઓ કરતાં ઘણી વાર નજરે પડે છે. ધન્ય છે એવા દેશનાં દળદર કાઢનારને !!!

હાલમાં પ્રસિદ્ધ થયેલા "ગ્રંથકર્તા"ના વિષયમાં સાધારણ ગ્રંથોના ગુણદોષ દેખાડવામાં અતિ નિપુણતા દાખવી છે તે પરથી તેનો લખનાર કોઇ યથાર્થ દોષજ્ઞ છે એમ જણાય છે; તેણે પણ પોતાના વિષયની સમાપ્તિમાં પોતાના સામું લખાણ કરનારને પ્રણામ કરતી વખતે સૂચવ્યું છે કે તેના લખાણમાં તેણે નિરૂપણ કરેલા દોષો છે ખરા. આ પરથી ખુલ્લું છે કે નિર્દોષ કશું માણસથી બનતું નથી. માટે "ગ્રંથકર્ત્તા" જેવા વિવેચનના વિષયો આપણા માનવલોકને યોગ્ય નથી પણ દેવલોકમાં સિધાવવા લાયક છે. અનેક દોષમાંનો એકતો હરેક માનવકૃત્યમાં રહેવાનો. તેમ આ વિષયમાં પણ હોવો જોઇએ. જગતનો સ્વભાવ છે કે જે વાત એકને દુષણરૂપ જણાય છે તેજ વાત અન્યને ભૂષણરૂપ લાગે છે, અને જે વાત એકને ભૂષણરૂપ જણાય છે તે અન્યને દુષણરૂપ ભાસે છે. લોકરૂચિ ભિન્ન ભિન્ન છે.

આ ઉપરના સર્વ લખાણનું તાત્પર્ય એ છે કે મારો આ નિબંધ ઉપર વર્ણવેલા પોણા બે પંડિતોને માટે તેમજ વિવેચકલાંને માટે નથી. પણ મારા જેવીજ રૂચિવાળા તથા ભિન્ન રૂચિવાળા છતાં સંપૂર્ણ વિવેકી માણસોને માટે છે.

દૃષ્ટિદોષથી આમાં રહેલી ભૂલોને માટે શુદ્ધિપત્ર આપ્યા છતાં રહેલી ભૂલો સુધારી લેવી એ દરેક સુજ્ઞજનનું ભૂષણ છે. બીજી આવૃત્તિમાં તે સર્વ સુધારવામાં આવશે.

પ્રથમાવૃત્તિ કાઢવાનો હક મને મળવાથી મેં યથારૂચિ તે અર્પણ પણ કરી છે. સોસાઇટી જ્યારે બીજી આવૃત્તિ કઢાવે ત્યારે તે અર્પણ પત્રિકા તેવાજ આકારમાં રાખવી કિંવા ન રાખવી તેનો સોસાઈટીની ખુશી ઉપર આધાર છે.

અમદાવાદમાં
સાંકડીશેરી—લાલાવસાની પોળ.
તા. ૧૧ મી એપ્રીલ સન ૧૮૮૬

સંગવી. ન. પુ.



# उद्योगथी थता लाभ तथा आलस्यथी थती हानि विषे निबन्ध.

अथ मङ्गलम्.

यःस्वप्रसादरविणा प्रभिनत्ति नित्यम्,
आलस्यरूपि परमान्ध्यमभीष्टयत्ने ॥
योऽन्तेऽपियच्छति फलं जनयन्नतुल्यम्,
तस्मै नमोऽस्तुफलदाय महेश्वराय ॥ १ ॥

निजजनप्रतिपालनमीश्वरम्,
भयहरं भवमृत्युहरं विभुम् ॥
नरहरिं भ्रमहस्तिविदारणम्,
गुरुवरं वरदं प्रणतोऽस्म्यहम् ॥ २ ॥

विद्यागुरूंश्चसकलानभिवन्द्य सुज्ञान्,
विद्यातृतीयनयनो हिकृतोऽहमेतैः ॥
उद्योगलाभकथनाय सुबोधनार्थम्,
आलस्यहानिकथनायमुदायतिष्ये ॥ ३ ॥

प्रभो!हत्वा सदालस्यम्,
देहित्वं सूद्यमे मतिम्॥
आर्यखण्डस्थलोकेभ्य,
श्रेतिर्त्वां प्रार्थयाम्यहम् ॥ ४ ॥

ભાવાર્થ — હરિગીત છંદ.

જે ઇષ્ટ વસ્તુ પામવાને, યત્ન હોંશે આદરે,
આલસ્યતમ, સ્વપ્રસાદ રવિથી, તેનું, જે, પળમાં હરે;
અન્તે વળી જે યત્ન સમ ફળ, સર્વને દેનાર છે,
તે ફળદ શ્રી પરમેશને મુજ, નમન વારંવાર છે, ૧

નિજ જન તણા પાળક પરમ ઐશ્વર્યના ધરનાર છે,
ઉપદેશ કરણ જનન મરણની ભીતિને હરનાર છે;
જે નરહરિ ભ્રમરૂપિ કરિવર-કુંભને દલનાર છે,
તે બ્રહ્મનિષ્ઠ વરિષ્ઠ ગુરૂને નમન અગણિત વાર છે. ૨
વિદ્યા તણા દાતા સકળ વિદ્યા ગુરૂને હૂં નમું,
વિદ્યારૂપિ શુભ નેત્ર આપ્યું જેમણે અતિ કારમું;
ઉદ્યોગ કેરા લાભ આળસ તણી હાનિ હું કહું,
જે સાંભળી નર સાર લેશે, તે સુખી થાશે બહુ. ૩

દોહરો.

પ્રભો ! કરૂં છું પ્રાર્થના, સદૈવ આળસ કાપ;
ભરતખંડના લોકને, ઉદ્યમમાં મતિ આપ. ૪

इति मङ्गलम्.

અહો સજ્જનો ! જો આપણે આપણી આશપાશ નજર કરીશું, તો આપણને તરત માલમ પડશેકે આ સઘળું બ્રહ્માંડ જીવસમુદાયથી ભરેલુંછે; જેવા કે પશુ, પક્ષી, માણસો વિગેરે.

અહો! અન્ય ચીજોના કર્ત્તાની પેઠે તેમનો પણ શું કોઇ કર્ત્તા નહીં હોય? નિઃસંશય કર્ત્તાતો છેજ. વળી આપણા નિત્યના અનુભવ ઉપરથી સાફ જણાયછે કે આ જીવને અનેક પદાર્થોની જરૂર પડેછે. હરેક પ્રાણી પોતાથી ઉત્પન્ન થયેલાં બચ્ચાંને સઘળી જોઇતી ચીજો પૂરી પાડવાને પ્રયત્ન કરતો નજરે પડેછે તો અનંત જીવસમૂહનો પિતા જગત્કર્તા તેઓના શુભને માટે તથા રક્ષણ માટે કાંઇ પ્રયત્ન કરતો દેખાતો કેમ નથી? પણ વિચાર કરતાંતો ખબર પડશેજ કે તે પ્રાણિયોને સૃજતી વખતે સૃષ્ટાએ તેમને તેમના સુખનાં તથા રક્ષણનાં સાધનો પણ આપેલાંછે; જેમકે માણસને હાથ પગ. ઢોરને શિંગડાં અને ખરિયો, પક્ષીને ચાંચ અને પાંખો વિગેરે. વળિ તે સાધનોનો ઉપયોગ કરવામાં તેમને શક્તિમાન કરવાને તેમને જ્ઞાન શક્તિ, વિચાર શક્તિ, તથા બળ આપતાં નિયંતા જરીક પણ ચૂક્યો નથી. હવે આ સઘળી પરમ કૃપાળું જગદીશ્વરની આપેલી શક્તિ, તથા તેમાંજ આપેલાં સાધનો યોગ્ય રીતે વાપરી સુખ મેળવવું એ મનુષ્યાદિ સર્વ જીવને માથે સર્વજ્ઞ સર્વેશ્વરે નાંખેલુંછે એમ કોણ માન્ય નહીં કરે? ઘણા મહાન્ અનુભવી પુરૂષોએ વિવિધ યુક્તિ, અનુ-

માન, અને અનુભવથી અન્તે નિશ્ચય કર્યોછે કે ઈશ્વરદત્ત બુદ્ધિ તથા શ-
ક્તિનો ઉપયોગ સર્વ પ્રાણિયોએ યોગ્ય રીતે કરવો એટલે ઉદ્યોગ કરવો,
એવી અખિલ બ્રહ્માંડના નિયતાની ઇચ્છાછે; અને ખરેખરૂં જોતાં
તો એજ એની આજ્ઞા છે. એ ઈશ્વરી આજ્ઞાનો ભંગ કરવાથી ઘણા
પ્રાણિયો અનેક પ્રકારના દુઃખ અને તંગી ભોગવેછે, તે એક જાતની
તેમને શિક્ષા થાયછે. આ પ્રમાણે ઉદ્યોગ ન કરવાથી શિક્ષા થાયછે.
ઉદ્યોગ બે પ્રકારનો છે: શારીરિક અને માનસિક. શરીરવડે શ્રમ જે
કામમાં કરવો પડેછે તે શારીરિક ઉદ્યોગનાં કામ, અને જેમાં મનની
શક્તિનો ઉપયોગ કરવો પડે છે તે માનસિક ઉદ્યોગનાં કામ. જેમકે
ખેડુતના કામમાં શારીરિક ઉદ્યોગ પ્રધાન છે, અને કવિતા કામમાં મા-
નસિક ઉદ્યોગ પ્રધાન છે. શારીરિક ઉદ્યોગ કરતાં માનસિક ઉદ્યોગ ઉં-
ચી પંક્તિનો છે; અને તે શારીરિક ઉદ્યોગ કરતાં વધારે કામ કરી શકે
છે, તેમજ સારી રીતે કામ કરી શકે છે. માટે શારીરિક ઉદ્યોગની સ-
હાયે મદદ લેઇને કોઇ માણસ કામ કરેતો તે સર્વથી ઉત્તમ રીતે
કામ કરી શકે. જેમકે કોઇ ખેડુત પોતાના કામમાં તનનો શ્રમ બ-
રોબર કરનાર હોય અને વળી તેનું મન કૃષિશાસ્ત્રથી બરોબર કે-
ળવાયું હોયતો પછી તે કેવો લાભ મેળવી શકે તે સર્વના વિચારમાં
સહજ આવશે. માટે આ બન્ને પ્રકારના ઉદ્યોગમાં માણસે કુશળ
થવું જોઈએ, તેમ છતાં પણ જો માનસિક ઉદ્યોગ કોઇ માણસ
યથાર્થ કરી શકે તેવો હોયતો તે થોડાશ્રમે પણ ઘણું કામ કરી શકે;
જેમકે યન્ત્રશાસ્ત્રના જ્ઞાન વડે માણસો સંચા બનાવીને ઘણાં અ-
દ્ભુત કામ કરી શકેછે એ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. એ બન્ને
ઉદ્યોગથી થતા લાભ આગળ પ્રસંગે પ્રસંગે વર્ણવીશું.

જુઓ કે અનેક પ્રકારના પદાર્થ પરમેશ્વરે આ સૃષ્ટિમાં બ-
નાવ્યાછે. તે પણ સર્વ પ્રાણીઓના સુખને માટે; પણ તે સર્વ પદા-
ર્થોમાંથી ઉપયોગી ચીજો બનાવીને પોતાની તંગી પુરી પાડવી તથા
સુખ મેળવવું એતો ઈશ્વરે પ્રાણીઓને માથે નાખેલું છે એ નીચેની
વાતો ઉપરથી સિદ્ધ થાયછે:—

આ દુનિયામાં માટીનીતો કાંઇ ખોટ નથી, પણ માણસોના ઉ-
દ્યોગ વગર તેની ઈંટો, વાસણ, નેવાં અને બીજો અનેક પ્રકારનો
સામાન થઇ શકે નહિ; અને સુંદર ઇમારતો તો ક્યાંથીજ બંધાય?

જમીનપણ જોઇએ તેટલી છે. વર્षાદ પણ ઇશ્વર કૃપા કરીને વર્षावें છે, અને જે દેશમાં વર્षાદ નથી થતો, તે દેશમાં જળને માટે જગદીશે હરકોઈ પ્રકારે ગોઠવણ કરી આપેલી હોયછે. પણ જો જમીનનેં માણસ ઉદ્યોમ કરીને ખેડે, તથા તેમાં બીજ વાવે અને બીજી પણ કેટલીક સંભાળ રાખે તોજ તેમાં અન્ન તૃણ અને કપાસ વિગેરે ઉગેછે; અને તે ઉપર મનુષ્ય તથા પશુનું ગુજરાન ચાલેછે. કપાસને પણ કાંતવો પડેછે, અને વણવાને પણ માણસનેં ઉદ્યમ કરવો પડેછે, ત્યારે ઓઢવાના તથા પહેરવાનાં વસ્ત્ર થાયછે. પૃથ્વીમાં ધાતુઓ પણ જગત્ કર્તાએ જોઇએ તેટલી મુકેલીછે, પણ તેને ખોદી કહાડી સુધારવી અને તેની ઉપયોગી ચીજો બનાવવી તેમાંતો માણસનો ઉદ્યમ જોઇએ. ઈશ્વરે વૃક્ષ પણ ભૂમિ ઊપર ઉગાડેલાંછે, પણ તેને કાપીને તેની અનેક તરેહની ઉપયોગી ચીજો બનાવવાગાં માણસનો શ્રમ જોઈએ. વળી અન્ન પણ રાંધ્યા વગર ખવાય નહિ; અને રાંધવાને માટે માણસ શ્રમ ન કરે અને એમને એમ ખાયતો વ્યાધિ થાય. તે શિવાય સર્વ ઉપયોગી ચીજો જનશ્રમવિના થઇ નથી:

**દોહરો**:—"જો જન રાખત એકલો, ઇશ્વર કૃત આધાર;
તો વાસણને વસ્ત્ર વળિ, બનત નહીં ઘરબાર."૧. દલપત કાવ્ય. પૃ. ૮૮

વળિ જો પરમેશ્વરની ઇચ્છા મનુષ્યાદિ પ્રાણીઓની પાસે ઉદ્યોગ કરાવવાની નહોત તો તેમના હાથ પગ વિગેરે હાલે ચાલે તેવા શા માટે કરત? અને તેમને ઉદ્યોગ કરવાની જરૂર પાડનારી તંગીઓ પણ શું કરવા આપત? જુઓકે ઈશ્વરે જનાવરોને રાંધ્યા વગરનું પણ ધાન્ય વિગેરે પચે તેવો તીવ્ર જઠરાગ્નિ આપેલો છે, તોજ તેમને રાંધવા કરવાની બુદ્ધિ આપી નથી. પણ મનુષ્યની પાસેતો ઇશ્વરની આ બાબતમાં ઉદ્યોગ કરાવવાની મરજી છે માટે તેમને રાંધવા વિગેરેની બુદ્ધિ આપીછે, અને જઠરાગ્નિ વિગેરે ઢોર કરતાં થોડાં બળવાન આપ્યાં છે. આ ઉપરથી ઇશ્વરે માણસને ઉદ્યોગનો પ્રથમ ,અધિકારી કર્યો છે, એ સ્પષ્ટ છે:—

**દોહરો**:—"જેને આપ્યા હાથ પગ, તેને છે ઉદ્યોગ;
તરને જન્મે ત્યાંજછે, ખાન પાન સુખ ભોગ."૨ દલપત કાવ્ય પૃ.૮૮

વળિ બીજાં પશુ પક્ષી પણ ઉદ્યોગ કરીને બાડ ખોદે છે, તથા માળા બાંધેછે, અને જ્યાં ત્યાં ફરીને પોતાનો ખોરાક મેળવેછે, ત્યારેજ

દિવસ સુખે ગુજારેછે. કીડી જેવું નાનું જનાવર પોતાના સુખને સારૂ રાત્રિદિવસ શ્રમ લીધાજ કરેછે, ત્યારેજ તે સંકટના સમયમાં પણ જીવી શકેછે. મધમાખો પણ સવારથી તેસાંજ સુધીએક ફુલ ઉપરથી બીજા ફુલ ઉપરઅને બીજા પાંદડેથી ત્રીજેપાંદડે ફેરા મારી અતિ મહાન્ ઉદ્યમ કરેછે, ત્યારેજ પોતાના આહાર યોગ્ય મધ મેળવેછે. દરેક પ્રાણિને ઉદ્યોગના સાધનનાપ્રમાણમાં ઉદ્યોગઅને ઉદ્યોગના પ્રમાણમાંસુખ હોયછે; તેથી મનુષ્યનેઉદ્યોગ પણ અધિકજ કરવો જોઈએ. અને એ ઉદ્યોગજો માણસ આલસ્ય તજીને કરે તો શું અસાધ્યછે? જગદીશે ગ્રહો જેવી જડ વસ્તુને પણ ગતિમાં મૂકેલી છે; અને તેથી ગ્રહો વિગરે પોતાની ધરી ઊપર તથા સૂર્યની આશપાસ ફર્યા કરેછેઃઅર્થાત્એ એક પ્રકારનો ફરવાનો ઉદ્યોગ કરેછે. જુઓ કે આ ઉપરથી ઉદ્યોગ કરવાની સૂચના શું ઇશ્વરે પરોક્ષ રીતે નથી કરી? ઉદ્યોગમાં સ્વાર્થ અને પરાર્થ બન્ને રહેલા છે. જુઓ કે કોઈ ખેડુત ખેતી કરે તો પોતાના કુટુબનું ભરણ પોષણ તેના ઉદ્યોગના પ્રમાણમાં મેળવેછે અને જો કાંઇ અનાજ વધે તો કોઇ દરજી પાસે પહેરવા ઓઢવાનાં કપડાં સિવડાવી તેના ઉદ્યોગના બદલામાં આપેછે તેથી પેલા ખેડુતને વસ્ત્રાદિની અને દરજીના કુટુંબને અનાજની પ્રાપ્તિ થાય છે; અને એક બીજાને આશ્રય આપી સુખી કરવાની ઈશ્વરી આજ્ઞાનો ભંગ થતો નથીઃ આથી ઇશ્વર પ્રસાદ પમાય છે. ઉપરના દાખલા ઉપરથી એમ જણાયછે કે આ દુનિયાં પરસ્પર-ઉદ્યોગના ઉપર આધાર રાખેછે.

વળિ દુનિયાપર ઘણી જાતના ઉદ્યોગની જરૂરછે તેમાં દરેકમાં ઉદ્યોગ કરનારની પણ જરૂરછે. હવે આ અનેક પ્રકારના ઉદ્યોગમાંથી એકમાં પણ કોઇ કામ કરનાર ન મળી આવે, તો બાકીના બીજી જાતના ઉદ્યોગને ધક્કો લાગે, અને અંતે આખું ઊદ્યોગમંડળ ઊંધું વળે; દાખલોઃ—

કોઇ પણ સુતારનું કામ ન કરે તો ખેતીનાં ઓજાર કોણ કરે? અન્ન યથાર્થ શી રીતે પાકે? અન્નની અછતે બીજા ઉદ્યમ શી રીતે ચાલે? સારી ઇમારતો શી રીતે બંધાય? વણકરનાં ઓજાર કોણ કરે? માટે જે જે કામમાં કાષ્ટનાં ઓજાર જોઈએ તે તે કામ અટકી પડે, અને એક પછી એક બીજા ઉદ્યોગ અટકી પડે; એ રીતે સર્વ જાતના ઉદ્યમને ધક્કો લાગે. માટે વાસ્તવે તો આ દુનિયામાં ચાલતા સર્વ પ્રકારના ઉદ્યોગ સરખા ઉપયોગીછે. આ ઉપરથી દરેક માણસે

શિખામણ લેવી જોઈએ કે, કોઇ પણ જાતના ધંધામાં ઉદ્યોગે લાગે જવું તે શરમ ભરેલું નથી; પણ એકલા લોકો જેને નીચ ધંધો કહે છે, તે ન કરી બીજા પુરૂષોને અને દેશને બોજા રૂપ થઈ પડવું, તે એકલું શરમ ભરેલું નહીં પણ ધિક્કારવા જોગછે:—

શાર્દૂલવિક્રીડિત:—"વાયુને વળિ અગ્નિ મિત્ર મળિને, ધંધો કર્યો ઢોરનો,
દીઠો મેં જળદેવ ઘંટિ દળતો, જે દેવછે જોરનો;
દોડી દોડી કરેજ દેવિ વિજળી, કાશીદનાં કર્મ ત્યાં,
શાસ્ત્રિપુત્ર સુતાર કામ શિખતાં, શાની ધરે શર્મ ત્યાં."૩
દલ. કવ્ય. પૃ. ૮૯.

ઉદ્યોગથી આ દુનિયાં ઉપર કેવાં મહાભારત કામો કરાયલાં છે? મોટી ટેમ્સ નદીની નીચે થઈને જવાનો રસ્તો, અને ઘણા પુલ તથા પર્વતની અંદરના રસ્તા ઘણી ખંત તથા ઉદ્યોગથી કરવામાં આવેલા છે. અનેક જાતના લોઢાનાં તથા લાકડાનાં બાંધ કામ, જે જળ અને પવનના મહાભયંકર તોફાનોની સામે પણ ચિરકાળ પર્યંત ટકકર ઝીલી રહ્યાંછે, તે પણ ઉદ્યમ પ્રતાપેજ થયાંછે. જ્યારે રાવણ સીતાને હરી ગયો ત્યારે ઇશ્વરમનાતા રામે પણ મહાયુદ્ધને માટે સંધિવિગ્રહ કરવામાં કાંઇ ઓછો ઉદ્યોગ કર્યો નથી. પ્રથમ પણ સીતાને શોધવામાં અતિપ્રયાસ કર્યો હતો. જો રામ જેવા સર્વોત્તમ પુરૂષે પણ ઉદ્યોગ પસંદ કર્યો, તો આપણે પણ ઉદ્યોગ કરવાનો બોધ તેના ચરિત્ર ઉપરથી લેવો જોઇએ. આ પૃથ્વી ઉપર બોલાતી દરેક ભાષાના વ્યાકરણ શાસ્ત્ર ઉપરથી ઉદ્યોગનુંઆદિપણું સિદ્ધ થાયછે. દરેક ભાષામાં મનુષ્યના પૂર્ણ વિચાર વાક્યમાં દર્શાવવામાં આવે છે, અને વાક્યનો પરિપૂર્ણ અર્થ કોઇ ક્રિયાવાચક શબ્દ તેમાં આવેછે ત્યારેજ સમજાય છે. ક્રિયાનામ ઉદ્યમનુંછે, અને ક્રિયાવાચક શબ્દ ક્રિયાપદ કહેવાય છે. આ ઉપરથીક્રિયાવાચક શબ્દ અથવા ક્રિયાપદ સઘળા વાક્યનું નાક છે, અને તેથી ભાષામાં ક્રિયાપદ વગર ચાલતુંજ નથી. આટલા ઉપરથી સમજવાનું એકે ક્રિયાપદ વગર ભાષાનો અર્થ જેમ સધાતો નથી તેમ મનુષ્યો અને અન્ય સર્વ પ્રાણીઓ પોતાનો ધારેલોઅર્થ ક્રિયા અથવા ઉદ્યમ વગર સાધી શકે નહીં. વળી વાક્યમાં જો નકાર આવે તો વાક્યાર્થ નિષેધવાળો થાય, અને માણસ પણ જો ક્રિયા એટલે ઉદ્યોગનો નિષેધ કરે તો તેના ધારેલા અર્થનો નાશ કરનાર થાય

લસ્થ આવીને તરતજ ખડું થાય છે. વૈદકશાસ્ત્રપણ ક્રિયાને સર્વથી ઉપયોગી કહે છે. પ્રાણીઓના શરીરમાં જ્યાં લગી લોહીની ફરવાની ક્રિયા યથાર્થ ચાલે છે ત્યાં લગીજ શરીર તંદુરસ્ત રહે છે, અને જો તે ક્રિયા બરોબર નથી ચાલતી તો શરીરમાં રોગ પેસે છે, અને તે ક્રિયાના અંત સાથે પ્રાણનો પણ અંતજ છે. આપણા હાથના એક ભાગપર દોરડી બાંધી ફરતા લોહીને અટકાવીએ તો હાથે ઝંઝણી ચઢીને તે હાથ બહેરો ઠુંઠ થઇ જાય છે. આપરથી સાર એકે જેમ શરીરની નિરોગતાનો આધાર લોહીના ફરવાપર છે, તેમ માણસની આબાદાનીનો આધાર તે જે ઉદ્યોગ અથવા ક્રિયા કરે છે તે ઉપરછે. માણસે પોતાની સ્થિતિ સુધારવા શ્રમ લેઈને ઉદ્યોગ કરવો જોઇએ અને તેમ કરેતો નિઃસંશય ફતેહ મળે. જ્યારે ખારૂં પાણી પણ અગ્નિ-પર ચઢી ખૂબ તળે ઉપર થાય છે ત્યારે વરાળ રૂપ થઇને મેઘમંડળના જેવી ઉંચી સ્થિતિને પામે છે અને મિષ્ટ થઈ જાય છે, તો ઉદ્યમ રૂપી અગ્નિથી મનુષ્યરૂપી પાણી દરિદ્રતારૂપ ખારાશ તજીને આબાદાનીરૂપી મિઠાશ કેમ ન પામે? ઉદ્યોગિને મનનું સુખ ખરેખરૂં હોય છે. જો કોઇ માણસે અમૂક કામમાં ઉદ્યોગ કર્યો હોયતો તેણે કાંઈ ઉદ્યમ કર્યો છે અને વખત નકામો ગાળ્યો નથી એમ ધારીતે મનમાં આનંદ પામે છે. અને જો કદી તે કામમાં નિષ્ફળથાય છે, તો પણ જે માણસે તે કામમાં ઉદ્યોગ નથી કર્યો, તેના કરતાં તેને વધારે સંતોષ રહે છે; અને ફરીને બીજા કોઇ કામમાં વધારે સા-વચેતીથી ઉદ્યોગ કરવાને આતુર થાય છે. એમ કરતાં કરતાં તેને ઉદ્યોગનું બ્યસન પડી જાય છે, અને ઉદ્યમનાં જે સર્વોત્તમ ફળતે તેને મળે છે અને સુખી થાય છે. વળી નિષ્ફલ થએલા ઉદ્યોગિ' એક બીજી તરેહનો ફાયદો છે તે નીચેના દૃષ્ટાંત પરથી સમજ

એક ગામમાં બે ખેડુત રહેતા હતા. તેમાંના એક ખેડુતે બે. મહેનતે ખેડીને વાવ્યું, અને બીજો તો પોતાના ઘરમાં જે હતું તે ખાઈને બેસી રહ્યો, અને ચોરે જઈ હોકો ગગડાવી ત. માથો. હવે તેવામાં એક તીડનું ટોળું આવ્યું તે પ્રથમજ પેલા મહેન-તુ ખેડુતના ખેતરમાં પડયું, તેથી ખેતરમાં એક દાણો પણ ન રહ્યો! એટલામાં લોકો પોત પોતાના ખેતરમાં પાકેલા ધાન્યના છોડના ર-ક્ષણાર્થે આવી પહોંચ્યા. કોઈ થાળીઓ વગાડવા લાગ્યા, કોઈએ છોડ

કાપીને ભૂમિઉપર સુવાડી દીધા; આ બધો વખત પેલાં તીડ પેલા ઉદ્યોગીના ખેતરમાં અનાજ ખાઇ જવા રોકાયાં હતાં. હવે તે ખેતર ખાઇ રહ્યાં અને લોકોએ થાળીઓ વિગેરેનો નાદ જબરો કરી મુક્યો, તેથી થોડાંક ધરાવાથી જેમનો જુસ્સો નરમ પડયો છે તેવાં પેલાં તીડ બીજા પ્રગણા તરફ આગળ ચાલ્યાં. આથી બીજાં ખેતર બચી ગયાં પણ બિચારા ઉદ્યોગિનું ખેતરતો ઉજડ થઇ પડયું. હવે પેલો નિરૂધમી ખેડૂત ઉદ્યોગીની દશા જોઇ હાંસી કરી કહેવા લાગ્યો કે જો અમે મહેનત નકરીતો ઠીક થયું, અને ઉદ્યોગનાં ફળ જોયાં કે? થોડાક દિવસ પછી જે ગયા વરસનું ખાવા રાખેલું ધાન્ય ઉદ્યોગી પાસે હતું તે થઇ રહ્યું, અને પેલા આળસુનાતો બેઠાં બેઠાં ખાવાને લીધે આટાખુટે એમાં શી નવાઇ? આથી આળસુ અને ઉદ્યોગી બન્નેને ભીખ માગવાની જરૂર પડી. તેઓ કાંઇ મદદ માગવાને પોતાના ગામના એક સૌથી શ્રીમંત ખેડુતને ત્યાં ગયા. તે ખેડુત તે બન્નેના સ્વભાવ તથા સ્થિતિથી જાણીતો હતો. તેણે પેલા ઉધમી ખેડુતને કહ્યું કે ભાઈ તારી આવી સ્થિતિ થવાથી બહુ દીલગીર છું; તુ મારા ખેતરમાંકામે રહેનો તારા ઘરનું ખરચ હું તને નિભાવી આપું અને આવતે ચોમાસે તારે ખેતર વાવવું હશેતો હું તે બીજ અને મારી બળદની આઠ જોડામાંથી એક જોડ ઉછીતી આપીશ, અને પછી તું તારી મેળે ઠેકાણે પડજે આમ થવાથી તે ઉદ્યોગી ત્યાં રહ્યો, અને ઉદ્યોગથી પોતાના શેઠને પ્રિય થઇ પડયો. અને બીજે વર્ષે સ્વતંત્ર ખેતી કરી અને થોડે દિવસે પ્રથમ હતો તેવો સુખી થયો; અને પેલા આળસુ ખેડુતને કહેવામાં આવ્યું કે તુ તારી મેળે જોઈએતો બશેર અન્ન લેઇ ૧, પણ હવે પછી આવીશ નહીં, તનેતો કાંઇ કામ સોંપવામાં નહીં ે; કારણ કે તુંતો આળસુ છે, માટે કાંઇ કામ કરવાને બદલે ઉગાડ કરે. પેલો આળસુ તે દિવસતો બશેર અન્ન લેઇને ગયો, .ને રોજ કોણ ભીખ આપે? તેથી અન્તે ભુખથી રોગ થયો નને તે મરી ગયો. આનો સાર એછે કે નિષ્ફળ થયેલા ઉદ્યોગિને પણ લોક મદદ કરેછે, પણ નિરૂદ્યોગી ભુખે મરે છે. ઊધમને પ્રતાપે , સૌથી નકામી અને નજીવી ચીજ હોયછે, તેપણ ઘણી ઉપયોગી અને • સુંદર બનાવાયછે; અનેક તરેહનું ઘાસ જે જમીન ઉપર ઉગે છે તે, એમને એમ ઢોરને ચરવા શિવાય બીજા ખપમાં આવે નહીં. એજ

ઘાસને માણુસ ઉદ્યોગવડે સુધારેછે, અને પછી તેના કંડીઆ ટોપલી-
ઓ વિગરે બીજો ઘણો ઉપયોગી સામાન બનાવે છે; અને લોકો તે
બનાવનાર પાસેથી પૈસા આપીને ખરીદે છે. જે ચીંથરાંને આપણે
નિરૂપયોગી ગણી ફેંકી દઇએ છીએ તેજ ચીંથરાંના વણોશ લોકો
કુટી કુટીને કાગળ બનાવેછે, અને વેચે છે, અને કાગળના નકામા કક-
ડાને પણ કુટીને હરકોઇ કોરી ચીજ ભરવાને કામ લાગે તેવી પેટીઓ
તથા વાસણ બનાવેછે. ઉદ્યોગી પુરૂષ કોઇ દિવસ પારકી આશા રા-
ખતો નથી, અને "આપ સમાન બળ નહીં અને મેઘ સમાન જળ
નહીં" એ કહેવતને બરોબર અનુસરે છે, તેથી તેનું કામ રઝળતું નથી.
તે પોતાની કામ કરવાની શક્તિ જાણેછે, અને આથી તેને વળી હીં-
મત રહેછે; તેથી કાંઇ કામ માંથે લેઈને પારપાડી શકે છે ને લાભ
પામેછે. ઊદ્યોગી માણુસ હમેશાં કોઈપણ કામમાં ગુંથાયેલો હોયછે.
તેથી તેને કોઇની પાસે નકામા જઇ બેશી રહેવાની નવરાશ નથી
મળતી; જેની પાસે જાયછે ત્યાં કામ જેટલી વાત કરી પાછો આવી
ઊદ્યોગે લાગેછે. આને લીધે અતિપરિચયથી અવજ્ઞા થવાનો સમય
આવતો નથી. કારણ કે જેનું દર્શન કોઈ કોઈવાર થાયછે, તેના ઉપર
પ્રીતિ રહેછે, આ કારણને લીધે ઉદ્યોગી કોઇને અપ્રિય થઇ પડતો
નથી. પોતાના ઉપરીઓની પ્રીતિ પણ ઉદ્યોગિપર બની રહેછે, એતો
ઉઘાડુજછે. શિક્ષકને ઉદ્યોગી વિદ્યાર્થી પ્રિય હોયછે. ઉદ્યોગી સ્ત્રી સાસુ
સસરાને અને પતિને પ્રિય વધારે હોયછે. વળી "કમાઉ દીકરો સહુને
વહાલો, એ કહેવત પણ ખોટી નથી. કમાવું પણ ઉદ્યોગવિના નથી
બનતું. આળસુનું મુખ કોઇને પણ ગમતું નથી; લોર્ડ કલાઈવ આ-
ગળ જતાં મહાશુરો, પ્રખ્યાત અને ધનવાન થયો, પણ જ્યારે તે
આળસુ અને રઝળતો હતો, ત્યારે તેના સર્વ સગાંએ હિંદુસ્થાનની
હવા યુરોપિયન લોકોને અનુકૂળ ન છતાં તેને અત્રે મોકલી દીધો;
એમ ધારીને કે મરેતો મરે અને જીવે તો જીવે. આ બધું શાથી
તો કે તેના આળસુપણાથી અને રમતિયાળપણાથી. પણ જ્યારે એ
સાહસિકતાથી અને ઉદ્યોગથી લશ્કરી ખાતામાં પ્રખ્યાત પદવી અને
અનર્ગલ ધન પામ્યો, ત્યારે તેનાં તેજ સગાં સારો સારો કહેવા લા-
ગ્યાં. ઉદ્યોગી નોકર પણ પોતાના શેઠને પુત્રસમ પ્રિય થઇ પડે છે
અને નિરૂદ્યોગી પુત્ર શત્રુસમ લાગે છે; મનુષ્ય રૂપી મધપુડાનું મ-

ધનો ઉદ્યમ છે અને સંબંધિની પ્રીતિ તો માખી રૂપ છે. આળસુ માણુસ મધવગરના ખોખા જેવો છે. ઘોડા અને બળદ વિગેરે પણુ ચાબુક અથવા લાકડી અડકાડયા વિના ચાલે એવાં હોય, તો કોઇતેને ઝટ દેઇને ખરીદે અને સારી રીતે તેમનું પાલણુ પોષણુ કરે છે. અને જો ખળ જનાવર હોયતો સુખ દુઃખ પામે તેવે ઠામે વેચી દે છે. અને સંચા પણ જ્યાં લગી કામ કરે છે ત્યાંજ લગી તેનો માલિક ઉપયોગનો ગણી તેમાં તેલ વિગરે ઉંજી તેના ઉપર મરામત કરેછે. પણુ જ્યારે તદ્દન નિરૂપયોગી થઇ જાય છે, ત્યારે તેના ઉપર કાંઇપણુ મરામત કર્યા વગર તેને તજી દેઇને બીજો સચો લાવેછે. મહેનતુ માણુસને જોતાંજ આપણુને પ્રીતિ ઉત્પન્ન થાયછે અને આળસુને જોઇનેજ કંટાળો આવે છે; કારણુ કે આળસુના ચેહેરા ઉપર અસંતોષ અને મલિનતાએ તથા દરિદ્રતાએ વાસ કર્યો હોય છે, તેનો પિશાચ જેવો દેખાવ, ભાગેલા પગથી ચાલવું અને રેંગાની માફક બોલવુ એ સઘળુ અવલોકન કરતાંજ માણુસને અંતઃકરણુમાં કાંઇ વિચિત્ર પ્રકારની લાગણી થાયછે. આળસુ સ્ત્રી ફુવડ કહેવાય છે, અને જેને કોઇ ઠેકાણે એવી સ્ત્રી જોવાનો પ્રસંગ મળ્યો હશે તેને આળસનું ચિત્ર સહજ સમજાશે. આળસુને કોઇપણુ પ્રકારે શ્રમ કરવો ગમતો નથી; આળસ બે પ્રકારનુંછેઃ ૧. નૈસર્ગિક આલસ્ય. ૨ કૃત્રિમ આલસ્ય અથવા ખળતા. જે માણુસમાં નૈસર્ગિક આલસ્યછે તે માણુસ તો પોતાને માટે કાંઇપણુ કામ ન કરે અને બીજાને માટે તો કયાંથીજ કરે; અને જે માણુસમાં ખળતા હોયછે, તે માણુસને પોતાનું કામ કરવું હોય તો ઝટ દેઇ કરેછે, અને જો તેને બીજાનું કામ સોંપીયે તો તેને સ્વાભાવિક રીતેજ એમ લાગે કે જાણે કોઇએ તેને શૂળિયે ચઢાવ્યો. આવી તરેહનો દુર્ગુણ ઉદ્યોગી માણસમાં પણ ધીમે ધીમે પ્રવેશી શકે, અને પછીથી તે માણસને પોતાનો ગુલામ બનાવી દે, માટે ઉદ્યોગી લોકોએ પણ આનાથી ચેતતા રહેવું જોઇએ. આ બન્ને જાતના આલસ્યનું પરિણામ એકજ પ્રકારની હાનિ છેઃ પહેલા પ્રકારના આળસ કરતાં બીજા પ્રકારનું આળસ વધારે ગુનાહવાળું છે; કારણકે તેમાં એકલપેટાપણું ભળેલું છે. એકલપેટા થવું એ એક ઇશ્વરની નજરમાં મોટો દોષ છે. આ દુનિયામાં સર્વે માણુસ એકલપેટા થાય તો કોઇનું પણુ કામ બરોબર થાય નહીં. કારણુ કે એકજ માણુસ

સઘળાં કામ કરવા કોઇ દિવસ પણ શક્તિમાન થાય નહીં. આ દુનિયાના સર્વ પ્રાણીઓનો વ્યવહાર અન્યોન્યને આશરે ચાલે છે. જે માણસ બીજાના કામમાં ખળતા કરે તેનું કામ બીજા કેમ કરે? અને આથી ખળ માણસને પરિણામે પોતાનાંજ કામમાં આળસ કર્યાં જેટલીજ હાનિ થાય છે. જડ ચેતન સર્વ કામ કરે તેવાં સઉને પ્રિય છે. સઉને પ્રિય થઇ પડવાનાં સાધનો પણ ઉદ્યોગથીજ મેળવાય છે. તે વિષે આ નિબંધમાં ઉદ્યોગના લાભ તરીકે બોલવામાં આવશે. આ દુનિઆમાં આબરૂ, ધન, બુદ્ધિ અને સર્વ જાતના લાભ મેળવવાનું સાધન જે વિદ્યા તે પણ ઉદ્યોગથીજ મેળવાય છે. એક અલ્પકાર્ય કરવામાં પણ ઉદ્યોગ જોઈએ છે તો વિદ્યાની પ્રાપ્તિ કાંઈ એમને એમ થાય? કહ્યું છે કે,

श्लोकः नरत्वंदुर्लभंलोके। विद्यातत्रापिदुर्लभा॥

कवित्वंदुर्लभंतत्र।शक्तिस्तत्रापिदुर्लभा॥२॥इतिअग्निपुराणम्

અર્થઃ–ગીતિઃ–નરતનુ મળવું દુર્લભ, તેથી દુર્લભ વિદ્યાની પ્રાપ્તિ;

તેથી કવિત્વ દુર્લભ તેથી દુર્લભછે મળવી શક્તિ ૧

અર્થાત્ મનુષ્ય દેહ મળવો દુર્લભ છે અને તે મળે તો પણ વિદ્યા મળવી વધારે દુર્લભછે; આવી જે વિદ્યા તે કાંઇ વિના શ્રમે મળે નહીં. **क्षणशः कणशश्चैव विद्यामर्थंच साधयेत्** એક ક્ષણ પણ નકામું બેસી રહ્યા વગર અહર્નિશ ઉદ્યોગ કરે તો વિદ્યા સધાય, અને કણ કણ પણ એકઠો કરીને દ્રવ્ય મેળવવું; કારણ કે **क्षण त्यागे कुतो विद्या कणत्यागें कुतो धनम्** જે માણસ ક્ષણને નિરૂપયોગી ગણી રમતમાં ગુમાવેછે તેને વિદ્યા ક્યારે મળશે? અને કણમાં તે શું એમ સમજી થોડા ધનનો ત્યાગ કરે છે તે વધારે ધનવાન્ કોઇ દિવસ થશે શું? કદી નહીં. ઘોડાં અને બળદ જેવાં અવાચક જનાવરોને બરોબર વશ કરતાં કેટલો બધો ઉદ્યમ કરવો પડે છે? આપણે ઇતિહાસથી જાણીએ છીએ કે જે વિદ્યાએ આગળ સિંહ જેવા ક્રૂર આપમતિયા જુના રાજાઓને બકરીની પેઠે વિદ્વાન્ અને બુદ્ધિશાળી પુરૂષોને તાબે કર્યા હતા તે વિદ્યાને સાધીને વશ કરવામાં કેવો મહાન્ યત્ન

ઈએ એ સહજ સમજાશે. સાધારણ સિપાઇઓની ટોળીમાં એક હ-વાલંદાર થવાને કેટલાંક કાર્યો ઘણી સાહસિકતાથી કરવાં પડે છે, તો એક અક્ષર પણ ન આવડતો હોય તેમ છતાં વિદ્યા મેળવી વિદ્વાન્ થવું તેમાં કાંઈ ઓછો ઉદ્યમ જોઇએ નહીં. કોઇ એમ પુછશે કે વિ-દ્યામાં શો વધારે ઉદ્યમ જાઇએ, તો તેને આ જવાબ છે કે આ બા-બતમાં માનસિક ઉદ્યમ જોઇએ છીએ તેમજ શારીરિક ઉદ્યમ પણ જોઇએ છીએ; ભણવામાં ઉચ્ચાર વિગેરે શુદ્ધ બોલવા માટે વર્ણસ્થાન વિગેરેનો ઉપયોગ કરવામાં શારીરિક ઉદ્યોગ છે. અક્ષરની આકારશુ-દ્ધિને માટે લખવું તેમાં પણ શારીરિક ઉદ્યોગ છે. તેજ પ્રમાણે સ્મ-રણાર્થે લખી લેવું તેમાં. હવે શિખવાયલું સમજવાને માટે અને યથાર્થ બુદ્ધિમાં આરૂઢ કરવાને માટે પણ વધારે કઠિણ ને માનસિક ઉદ્યમ તે કરવાનો છે; આ ઊદ્યોગમાં હાથ પગ વિગેરે બાહ્ય ઇંદ્રિય વિના કામ કરવાનું છેઃ અર્થાત પગ વગર ચાલવાનું અને હાથ વગર ગ્રહણ કરવાનું છે; તથા મુખવગર બોલવાનું તથા કાન અને નેત્ર વિના સાંભળવાનું તથા દેખવાનું છે. માટે આ ઉદ્યોગ શારીરિક ઉદ્યોગ ક-રતાં વધારે દુષ્કર છે. આથીજ તેને ઉંચી પંક્તિમાં મુકેલ છે, અને આ ઉદ્યોગની પરાકાષ્ટાએ પહોંચેલા વીર પુરૂષો થોડાજ હોય છે અને શરીરમહેનતના કરનાર તો બહુ મળી આવે; આ પ્રકારનો વિદ્યા સં-બંધિનો ઉદ્યોગ કરનાર વિદ્યાર્થિને તેનો શિક્ષક બહુજ હોંશથી ભણાવે છે. વિદ્યાભ્યાસના અન્ય સાધનો ન હોય તોપણ આવો વિદ્યાર્થી પોતાના અભ્યાસને ફતેહ સાથે ચલાવી શકેછે; અને આળસુનો બીજાં સર્વ સાધન હોયછે તોપણ કોઈ દિવસ ફતેહ નજ પામે એ અનુભવ સિદ્ધછે, દરેક મનુષ્ય બીજો કોઇ ધંધો ગ્રહણ કરતાં પહેલાં ઘણું કરીને વિદ્યાભ્યાસ કરેછે અને તે વખતમાં તે વિદ્યાર્થી કહેવાયછે, અને આજ અવસ્થામાં પ્રથમ ઉદ્યોગી કેમ થવું તે શીખવાનું છે; કારણકે આ અવસ્થા આગળ થવાની બીજી સર્વ અવસ્થાનો પાયોછે. જો પાયો મજબુત થયો તો આખી ઇમારત દૃઢ રહેછે. માટે આ અવસ્થામાં ઊદ્યોગી રહેવાની જેને ટેવ પડી તે આખા જન્મમાં ટકેછે; "કોમળ ઝાડ જેમ વાળીએ તેમ વળે" અને બચપણથી જેને આળસ તરફ વળાણ થયું તેને મોટપણે ઉદ્યોગ તરફ વલણ થવું ઘણું વિકટછે. વળિ ઉદ્યમ એક બીજી રીતે પણ વિદ્યા મેળવવામાં સહાય થાય છે; કોઇ

માણસ પોતાના પેટને માટે કોઈ રોજગાર કરતો હોય, અને ભણ- વાની પણ ઈચ્છા હોય ત્યારે પોતાનો ધંધો સઘળી આળસનો પરિત્યાગ કરીને થોડા વખતમાં કરી લે, અને વધેલા વખતનો ઉપયોગ શ્રમ લેઇ અભ્યાસમાં કરે, તો નક્કી ફતેહ પામે. એવીને એવી રીતે ડો- કટર બેન્જામિન ફ્રેન્કલીન જે ઉદ્યોગી પુરૂષોમાંનો એક ગણાય છે તેણે પોતાનો અભ્યાસ વધાર્યો, અને મહાવિદ્વાન પુરૂષોમાંનો એક થયો. હાલના સમયમાં પણ કેટલાક ઉદ્યોગી ચાકરો પોતાના કામકાજ- માંથી ઝટ પરવારી પોતાના શેઠના છોકરા સાથે વિદ્યાભ્યાસ કર- વામા ફતેહ મેળવી સારી સ્થિતિ પામ્યા છે. આજપ્રમાણે અન્ય હુનર પણ શીખી શકાય, અથવા તો બીજા કોઇ સારા કામમાં બ- ચાવેલો વખત વાપરી શકાય; ઉદ્યોગી વિદ્યાર્થીઓને મદદ કરનાર કોઇ વિદ્યાની કદર જાણનાર ધનવાન પુરૂષ પણ મળી આવે; પણ આળસુને ક્યાંથી મદદ મળે? અને મળે તોપણ તે તેનો શો ઉપયોગ કરે? માટે ઉદ્યોગ વિના વિદ્યા નથી:—

ચોપાઈ.—બ્રાહ્મણને આવે છોકરો, કે'શે નીશાળે મોકલો;
ઉદ્યમ કરિને વિદ્યા ભણે; ત્યારે પંડિતમાં સઉ ગણે".

શામળસતશાઇ.

વળી વિદ્યાને લીધે અનેક પ્રકારના લાભ થાય છે; અને એ સઘળા લાભ ઉદ્યોગના લાભના પેટામાં ગણાય. આપણે નિત્યના અ- નુભવથી સ્પષ્ટ જોઈએ છીએ કે ઉદ્યોગીને ઇશ્વર મદદ કરે છે તેમજ વ્યવહારમાં પણ તેવુંજ છે:—કોઈ માણસ કાંઇ ભાર ઉપાડીને જતો હોય અને તે ઉતારીને વિસામો લેવા બેઠો હોય, પછી ઉઠીને તે ગાંસડી ઉપાડવા પ્રયત્ન કરતો હોય અને માથે લેઈ ન શકતો હોયતો કોઈ રસ્તાના જનારને પણ કહેતો તેને માથે ચઢાવવા મદદ કરે; પણ જો તે ગાંસડી ત્યાંનેત્યાં મુકીને બેશી રહેતો તે ગાંસડી ઉપાડી તેને ઘેર મુકવાને કોઈ આવે નહીં. આપણે આપણા ગજા ઉપરાંત કામ કરવાનું હોય તો થોડો ભાગ કરી આપવા કોઇ સજ્જન મદદ કરે, પણ આપણે બેશી રહીએ અને આપણું સર્વ કામ કોઇ કરી આપે એમ તો કદી ના બને:—

સવૈયો:—"કોઇથિ થાય સહાય નહીં, કદિ શક્તિ ન હોય કશૂં કરવાની;
શસ્ત્ર સહાય કરે શુરવીરનિ, ધીરજ હોય દિલે ધરવાની;

વાયુ વડે દલપત્ત વદે, ગતિ નાવની નીર વિષે ફરવાની,
વાયિ સહાય ન થાય કશી, નહિ નાવનિ ત્રેવડ જો ફરવાની"
શ્રીમત્ કવિ દલપતરામકૃત ફાર્બસવિલાસ

બીજું હાલ ઇંગ્રેજી નિશાળોમાં મહેનતુ અને ચંચળ વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવા સારૂ પગાર ઠરાવેલ હોય છે. જો કોઈ એમ શક ઉઠાવે કે કોઈ છોકરો ઉદ્યોગી હોય પણ બુદ્ધિ બળવાન્ ન હોયતો તેને પગાર ક્યાંથી મળે? પણ તેને માટે ઉદ્યોગી છોકરાને બીજા ઉપાય જડી આવ્યા વગર રહેનાર નહીં; જાતે ઉદ્યોગી હોવાથી પોતાનો પાઠ અમૂક વખતમાં કરી શકે; અને થોડો વખત જે આડા અવળા કામમાં ગુમાવતોહોય તેને સાટે કોઇ ગ્રહસ્થના છોકરાને ભણાવવા જાય તોપણ તેને કાંઈક આશ્રય મળે. વળી જો નવરાઈને સમયે બીજાનું કામકાજ ઉદ્યોગથી કરે છે, તોપણ સામો માણસ આભારી થઈ કોઈ દિન લાભકારી થઈ પડે છે; "કામ કર્યાં તેજ કામણ કર્યાં" આટલી વાત પરદેશમાં અભ્યાસાર્થે ગયેલા વિદ્યાર્થીને ઉપયોગની છે, કારણ કે પરદેસમાં હરકોઇનો ખપ પડે. આ વાત જેણે અનુભવ કર્યો હશે તેના વિચારમાં સહજ ઉતરશે. આ રીતે ઉદ્યોગ એજ ખરૂં વશીકરણ છે, અને લોકોમાં કહેવાતું વશીકરણતો જુઠું છે; માટે નકામા ભાગા છોડીને ઉદ્યોગ આદરો એટલે એ વિદ્યા તમને પ્રાપ્ત થશે. સભા મોહિની પણ ઉદ્યોગજ છે; જે માણસની પાસે સભા મોહિની હોય છે તેને સભામાં સર્વ માણસો માન આપે છે, એમ કહેવાય છે.પણ આ વાતતો નકી ગપજ છે. ઉદ્યોગ કરી ધન, વિદ્યા કે કાંઇ ઘણીજ ઉપયોગની ચીજ ઉપાર્જન કરી હોય છે, તો માણસને માન મળે છે. જુઓ ઉદ્યોગી બાબુઓ અને દક્ષિણી લોકો વિદ્યા અને હુન્નરને પ્રતાપે કેટલું માન સભામાં પામે છે? વળી કોઈ પુરૂષ કેટલાક પૈસા ખરચી જમણવાર કરી લોકોને જમવા બોલાવી શકે તેટલા અને કોઇવાર તેથી પણ વધારે લોકને ભાષણ અથવા કોઈ કળાનો પ્રયોગ કરી બતાવવાની જાહેર ખબર કાઢીને બોલાવી શકે છે. આકર્ષણ મંત્ર પણ ઉદ્યોગજ છે, કારણ કે તેથી માણસ સર્વ માણસના અંતઃકરણને આકર્ષી શકે છે; અને ધનને, માનને, યશને, વિદ્યાને તથા તન્દુરસ્તી વિગેરે સર્વ લાભકારક ચીજોને આકર્ષણ મંત્રની ગાફક આકર્ષી લે છે. દરિદ્રતાદિ સર્વ આપદ્‌ને તથા મૌર્ખ્ય આદિ સ-

વ દુર્ગુણોને આવતા સ્તંભાવનાર, તથા લક્ષ્મી અને આબાદાની વિગેરેને જતાં સ્તંભાવી રાખનાર સ્તંભન મંત્ર પણ ઉદ્યોગજ છે. માટે જાદુથી કરાતા ચમત્કાર સર્વે ઉદ્યોગ કરી શકે: અર્થાત્ ખરૂં જાદુ ઉદ્યોગ છે; અને જાદુ એતો માત્ર આળસુ લોકને ભ્રમ છે. ઉદ્યોગી માણસ કદી ક્રોધાવેશમાં તુંકારો કરે તોપણ સામું માણસ રીસ ન કરતાં સહન કરી જાયછે; "દુધ દેતી ગાયની લાત પણ સારી" આપણે આવા દાખલા ઘણે ઠામે જોઇએ છીએ: કોઇ ચાકર અથવા કારીગરસારો ઉદ્યોગી હોય ને તેને કાંઇ કારણને લીધે ગુસ્સો ચઢે છે તો તેના સામું કોઇ ગુસ્સો કરી ખોટું લગાડતું નથી; કારણ કે તેનું ઉદ્યોગીપણું તેના ક્રોધીપણાને ઢાંકી નાંખે છે. પણ કોઇ આળસુ માણસ સારાં સારાં મિષ્ટ વચનથી સારૂં લગાડે પણ તેને સોંપેલું કામ ન કરી આપે અને વાયદાપર વાયદા કરે તો તેની સાથે કોઇ પણ માણસ કામ નહીં પાડે, અને સૌ એમ કહેશે કે એને મોઢેજ માત્ર સાકર છે, બાકી કામ કરવે તો સાંઇના ટટુ જેવો છે. આથી પેલાનો કાર ઘટે છે, અને કામ કરવાનું ન મળવાથી રોજી નથી મળતી અને અંતે તેવાનો નાશ પાસે આવે છે. વળિ ઉદ્યોગ લોભ જેવા દુર્ગુંણને પણ ઢાંકી નાંખે છે; આ સાંભળતાં કોઈને આશ્ચર્ય તો લાગશે, પણ થોડા વિચારથી સર્વ સમજાશે: હવે દાખલાને માટે તમે ધારો કે બે માણસ ચોપડીઓ બાંધવાનો ધંધો કરે છે; તેમાંનો એક ઉદ્યોગી ઝટ દઈને અને સફાઇથી કામ કરે છે, પણ પૈસાનો લોભી છે; બીજો આળસુ પઇસા બહુજ થોડા લે છે, પણ સોએ દહાડે પણ કામ કરી આપે તો ભાગ્ય. આ બેમાંથી તમે કોની પાસે કામ કરાવવા જશો? તરતજ તમે બોલશો કે બે પઇસા વધારે લે તે સારા; પણ વાયદા દઇ ધક્કા ખવડાવે એ ખોટું; લોભ પણ ઉદ્યોગીનો છાજે અને આળસુની નિર્લોભતા પણ ભૂષણને સાટે દૂષણ થઈ પડે છે. કારણ કે કોઇ એમ પણ કહેનાર મળી આવે કે ભાઇ તે સારી રીતે ઉદ્યોગ કરે છે તો બે પઈશા વધારેની પણ આશા રાખેજતો. ઉપર પ્રમાણેજ જો દાખલો લેઈને વિચારીશું તો ઉદ્યમીનો અભિમાન પણ પોસાય છે, અને આળસુની નિરભિમાનતા પણ પોસાતી નથી કારણ કે ઉદ્યગીને માટે તો લોક એમ કહેશે કે ભાઈ જેનામાં કાંઇ ગુણ હશે તે જરીક અભિમાન રાખશે; પણ "નાગો તો નહાશે શું ને નિ-

ખોવશે પણ શું?" દુર્ગુણી માત્ર તો કાંટાવાળાં વૃક્ષ જેવા છે, પણ જો ઉદ્યોગરૂપ જળવડે સિંચાઇ રૂડી રીતે લીલાં કલ્હાર જેવાં થયેલ હોય તોજ શોભા આપે છે. આ પરથી ઉદ્યોગનો પ્રભાવ ખુલ્લો છે. શરીરની મજબુતાઇ પણ ઉદ્યોગ વગર કોઈ દહાડો લાભ કરનારી નથી; ધારો કે એક ખેડુતને ત્યાં બે માણસ નોકરી રહેવા ગયા, તેમાંનો એક શરીરે મજબુત અને બીજો નિર્બળ હતો. પણ પેલો નિર્બળ પેલા બળવાન કરતાં વધારે ઉદ્યોગી હતો. હવે પેલા ખેડુતે કહ્યું કે પહેલા તમે બે જણ મારી પાસે થોડા દિન ઉમેદવાર તરીકે રહો, પછી તમારો કસ જોઈ તમને નોકરીપર બાહાલ કરીશ. થોડા દિવસમાં એમ જણાયું કે પેલા બળવાનથી આળસને લીધે પેલા દુર્બળ પરંતુ ઉદ્યોગી જેટલું કામ કરાયું નહીં. આથી પરિણામ શો થયો તે કહેવું પડે તેમ નથી. એવીજ રીતે આળસુ બહાદુર પુરૂષ કાયરથી પણ ઉદ્યોગને બળે માર્યો જાય; અને આળસુ વિદ્વાન પણ અભણ કરતાં કાંઇ વધારે કામ કરી શકતો નથી, કારણ કે આળસુ વાઘ બકરી પણ મારી શકતો નથી. "ઉદ્યોગ" એ શબ્દજ એવો જબરો છે કે તે સાંભળતાં દરિદ્રતા અને તંગી તો જાણે હનુમાનની હાક સાંભળીને જેમ રાક્ષસીઓ નાસે તેમ નાસી જાયછે. તો જ્યાં ઉદ્યોગનું સંપૂર્ણ રાજ્ય છે, ત્યાં તો શી વાતની ન્યુનતા છે? આજ વિચારની ઇંગ્રેજી કહેવત છે "At the working man's house hunger looks in but dares not enter" = ઉદ્યોગીના ઘર તરફ ભુખ ડોકિયાં કરે છે, પણ તેના ઘરમાં પ્રવેશ કરવાની હિંમત ધરી શકતી નથી. અને બેન્જામિન ફ્રેન્કલિન્ કહે છે કે "The way to wearlh if you desire it is plain as the way to market. It depends chiefly on two words- industry and frugality"=જો તમે સંપત્તિ ઈચ્છતા હોતો તેને મેળવવાનો રસ્તો બજારના રસ્તા જેવો ખુલ્લો છે; તે મુખ્યત્વે કરીને બે શબ્દ ઉપર આધાર રાખે છે:—"ઉદ્યોગ અને કરકસર." ઉપરના વાક્યમાં ઉદ્યોગને પહેલો મુકયો અને કરકસર પછી મુકી તેનું કારણ એ છે કે ઉદ્યોગ કરે ત્યારે ધનની પ્રાપ્તિ થાય, અને પછી કરકસર કરી માણસ તે ધનનું રક્ષણ કરી શકે. વળી ઉદ્યોગી લોકોની લોકમાં સાખ પડે છે તે પણ સ્વતઃસિદ્ધ છે; જુઓ કે કોઇ માણસ ઉદ્યોગી હોય, અને તે કોઈ જાણીતા માણસ પાસે કાંઇ રૂપિયા લેવા

જાય, તો તેને તે માણસ રગજગ કર્યા વગર ઝટ દેઇ ધીરે. અને આળસુ માણસને હરકોઈ ધીરતાં વિચાર કરે છે કે એ ક્યારે રળીને દેવું વાળવાનો છે. તેમ છતાં પણ જો કોઇ આળસુને ધીરનાર મળ્યું તો તે નાણાથી આળસુને કાંઇ લાભતો થતો નથી, પણ ઉલટો વ્યાજમાં ને વ્યાજમાં ડુબી જઇ દેવારૂપી કાદવમાંથી તે બિચારો કદી ઉંચો આવી શકતો નથી. કારણ કે Industry pays debt while dispair increaseth them" આ કહેવતનો અર્થ એ છે કે ઉદ્યોગ દેવું વાળી આપે છે અને નિરાશા દેવાને વધારે છે. હવે દેવું વાળનાર ઉદ્યોગ તો આળસુપાસે નથી, અને આળસની મોટી બેન નિરાશા તો તેની પાસેછેજ. વળી ઉદ્યોગમાં એવો ગુણ છે કે ગમે તેવું કઠણ કામ હોય તે પણ તેથી સહેલું થઇ જાય છે; ધારો કે કોઇ માણસને ઘણું મજબુત ઝાડ કાપવું છે, હવે જો તે આળસ ખાઇને બેશી રહે, તો તેનાથી કાંઈ પણ કરી શકાશે નહી. પણ જો ઉદ્યોગથી મંડે તો થોડે દિવસે તે ઝાડને કાપી શકે, અને એકવાર આ પ્રમાણે કામ કર્યું, તો બીજીવાર કામ કરવું સહેલું લાગશે. એના ટેકામાં ફ્રાન્કલિન કહે છે કે "Sloth makes every thing difficult but industry all easy" આળસ સર્વે વસ્તુઓને કઠણ બનાવે છે પણ ઉદ્યોગ તો સર્વે વસ્તુને સહેલી બનાવે છે. જો આપણે કામ ઘણું કરવાનું હોય તો નિરાશ થઇને બેશી ન રહેવું " It is true there is much to be done and perhaps you are weak-handed but stick to it steadily and you will see great effect" તે વાત સાચી છે, કે-કામ કરવાનું ઘણું હોય અને તમે નિર્બળ હો તો પણ ઉદ્યમથી મચ્યા રહેશો તો તમને ઘણો ફેરફાર માલમ પડશે. કારણ કે કાંકરે કાંકરે પાળ બંધાય છે, અને ટીંપે ટીંપે સરોવર ભરાય છે. વળી પૈસાથી પણ ઉદ્યમ વધારે બળવાન છે, આ કહેવું કેટલાક ઉપર ઉપરથી વિચાર કરનારાને રૂચશે નહીં, અને એકદમ સ્વાલ ઉઠાવશે કે પૈસા વગર શાનો ઉદ્યમ કરે? પણ તેમને સ્વાલ પુછવો કે ભાઈ પઇસા શી રીતે મેળવાય છે? તો તરતજ કહેશે કે ઉદ્યમથી. પઈસા વગર પણ ઉદ્યમ કરી શકાય છે. આ દુનિઆમાં સર્વેજન કાંઇ તવંગર નથી; પણ તેઓ ઉદ્યમથીજ પોતાનું ગુજરાન ચલાવે છે. આળસને ઉત્તેજન આપી ઉદ્યોગને નરમ પાડનારતો તવંગર લોકોજ છે કે તેઓ પૈસાની સહાયતાથી એશઆરામમાં બે-

શી રહે છે. વળી કોઇ લક્ષ્મીની પક્ષ કરનાર એમ બોલશે કે ધ-નવાન્ લોક બેશી રહે છે; ત્યારેજ બીજાને પઇસા મળે છે, અને પ-ઇસાને માટે ઉદ્યોગ કરે છે ત્યારે અમે એને પુછીયે છીએ કે જો કોઈ શ્રીમંત નવરો બેશી રહે છે તો તેની સાથે વાતચીત કરવાને કોઇ માણુસ જોઇએ છીએ કે નહીં? તો તરત કહેશે કે હા, શ્રીમંતની પાસે બેશી બે ચાર વાતો કરનારા સોળતી હોય છે, અને શેઠ તે-મનું ખરચ ગમે તેમ કરી કહાવી આપે છે. હવે આ પરથી વિચાર કરો કે આવા માણુસો થોડું થોડું કામ કરવાથી પોતાનું ગુજરાન પેલા શેઠના આશ્રયથી ચલાવી શકે, એટલે તેઓ વિશેષ ઉદ્યમ શાનો કરે? અને સઘળા મળીને કામ કરેતો ફક્ત એક માણુસનું કામકરે, તેમને દૂર કરવાથી ફક્ત એક માણુસના કામ જેટલો ટોટો પડે, પણ પેલા વાતોડાતો વાતોનાં ધાયાં ગણુંને વગર ઉદ્યમે ગુજરાન ચલાવતા હોય, તેઓ તો કાંઇ બીજો ઉદ્યમ કરે અને દેશને કાંઇ કરતાં ઊપયોગી થઈ પડે. વળી શેઠ જાતે કાંઇ કામ ન કરેતો ચાકરો અને ગુમાસ્તા કાંઇ કામ કરતા હોય તેપર દેખરેખ રાખેતો કેવું સારૂ? અને જો પોતે કામમાં ભાગ લેતોતો આળસુમાં આળસુ નોકર પણ ઉદ્યોગી થયા વગર રહે નહીં. આ પરથી અમો સર્વ શ્રીમંતોને સાર લેઈ ઉદ્યોગી થવા વિનતી કરિયે છીએ. પછી પોતે લાભ જોશે એટલે સ્વતઃવળગ્યા રહેશે. વળી લક્ષ્મી કરતાં ઉદ્યમની શ્રેષ્ટતા ઇ-સપનીતિની એક વાત પરથી સિદ્ધ થાય છે તે નીચે પ્રમાણે છેઃ— એક ગામમાં એક ધનાઢય ગૃહસ્થ અને એક ગરીબ ટોપલી બનાવનાર રહેતા હતા. પેલો ગૃહસ્થ તો પોતાના ધનને પ્રતાપે મોજ મજામાં ર-હેતો હતો. અને ધનમદથી નિર્ધનને તુચ્છ ગણુતો હતો. એક દિવસે પોતાના પાડોશી ટોપલી બનાવનારની સાથે કાંઇ કારણુસર તેનું મન ઉંચું થયું. તેથી પોતાના નોકરો પાસે તે ગરીબની ઝૂંપડી તેણે સ-ળગાવી દેવરાવી. આથી પેલા ગરીએ ગામના માજીસ્ટ્રેટ પાસે જઇ પેલા શેઠપર ફરિયાદ કરી, જેથી ન્યાયાધીશે પેલા શેઠની પાસે આ બાબત ખુલાસો માગ્યો. તપાસ કરતાં ફરિયાદ સાચી ઠરી, અને આશાણુા અને વિચારવાન ન્યાયાધિશે નિર્ણય કર્યો કે વાદી પ્રતીવાદી બંનેને જંગલી લોકની વસ્તિવાળા બેટમાં દેશપાર કરવા. આ સજા અં-મલમાં આણી. હવે જે બેટમાં તે બે આવ્યા, ત્યાં એક પ્રકારની ઘાસ ઉગી હતી. તે ઘાસમાંથી થોડીક તોડીને પેલા ટોપલીઓવાળાએ એક

સુંદર માળા ગુંથી એવામાં એક જંગલી માણસ તેની પાસે આવી ચડયો, અને પેલી માળા જોઇ ખુબ આનંદ પામ્યો; અને તેણે પેલી માળા પેલાની પાસે માગી. પેલાએ તે માળા આપી એટલે તે જંગલીમાણસે માળાના બદલામાં ખાવાનું આપ્યું. તે લેઈ પોતે અર્ધું ખાધું અને અર્ધું પેલા મૂર્ખ શેઠીઆને આપ્યું. તે વખતે તેને શરમાવુ પડયું. પછી પેલા જંગલી માણસે જઈને પોતાની જાતના બીજા માણસોને તે માળા દેખાડી તેથી બીજા લોકો પણ પેલાની પાસે માળાઓ કરાવવાને આવ્યા. તે સર્વને પેલાએ જુદી જુદી તરેહની સુંદર માળાઓ કરી આપી; કારણ કે તે તો ઉધમી હતો તેથી આજ પ્રકારનો ત્યાં ઉધમ લેઇ બેઠો. પેલા મોજમજા કરનાર શેઠે તો કંઇ ઉધમ કરવાની ટેવ નહીં પાડેલી, તેથી કાંઈ કરી શકે નહીં; અને પેલો ભલો ઉદ્યોગી જે કાંઇ આપે તે ઊપર નાક નીચું ને પેટ ઊંચું કરીને ગુજરાન ચલાવે. પેલા માળા બનાવનારને વશ બધા જંગલી લોક થઇ ગયા, અને જે જોઇએ તે મંગાવી આપે. પછી પેલો શેઠ પેલા ટોપલીવાળાને તાબે નોકર થઇ રહ્યો; ઉદ્યોગ અને ગરીબાઇ સારી પણ લક્ષ્મી અને આળસ ખોટાં. ઉદ્યોગથી મેળવેલા પદાર્થો આપણા મનને વધારે શાંતિ અને સુખ આપે છે; વગર મેહેનતે મળેલા પદાર્થોથી તેમ થતું નથી; જુવો કે કોઇ માણસ મેહેનત કરી પાંચ પૈસા કમાઈ કોઇ કામમાં વાપરે અને કોઇ ગર્ભશ્રીમંત તેમ કરેઃ હવે પેલા મેહેનતુ ને જઇને પૂછિયે કે ભાઈ તમે જે કાંઇ થોડું ખરચ કર્યું તેથી તમારા મનમાં કંઈ આનંદ થયો? ત્યારે કહેશે કે ભાઇ સાહેબ, જે બે પૈસા અમારા ગજા પ્રમાણે અમે વાવર્યા તેથી અમારૂં મન બહુ ખુશી થયું કે ભલા અમારી કમાણીનો આવો સારી રીતે ઊપયોગ થયો. અને પેલા ગર્ભશ્રીમંતને પૂછીશું તો તે કેહેશે કે એમાં શું? એવું ખરચ અમે કર્યાજ જઇએ છીયે. આ ઊપરથી રેવરન્ડટોડ સાહેબનું કેહેવું સિદ્ધ થાય છે; તે સાહેબ કેહે છે કે "Nothig is worth possessing or offering to others which cost us nothing"=જેને માટે આપણને શ્રમ પડયો નથી તેવી ચીજ કોઇને આપવાને અથવા તો પોતે રાખવાને લાયક નથી. અને તેટલાજ માટે તે ગ્રંથકાર કેહે છે કે "We must labour for all that we have and what is very natural is worth

nothing."=જે કાંઇ આપણે મેળવીએ તે બચાવને વાસ્તે આપણે શ્રમ કરવો જોઇએ. અને જે અત્યંત સ્વાભાવિક છે તે કંઇ પણ કામનું નથી. વળી વગર ઉદ્યમે મેળવેલું ધન કોઇ વાપરે તો તેને મેહેનતથી મેળવેલો પૈસો વાપરનારના જેટલી લોકોમાં સાબાશી મળતી નથી, તે તો આપણે સૌ પ્રત્યક્ષ જોઇએ છિયે. કારણ કે જ્યારે કોઈ ગર્ભશ્રીમંત કાંઇ સારા કામમાં પોતાનું ધન વાવરે ત્યારે લોકો એમ કેહે કે એમાં એણે શી નવાઈ કરી? તે પૈસાદાર છે; તેમ કરે તેમાં કાંઇ મોટું કામ કર્યું ન કેહવાય. પણ કોઇ પોતાની મેહેનતે પૈસો એકઠો કરી સારા કાર્યમાં વાપરે તો લોકો તેને ધન્ય ધન્ય કેહે છે; લક્ષ્મી યશ આપે છે પણ અધિક યશ તો ઉદ્યોગથી ઊપાર્જન કરેલી આપે છે. વળી ઉદ્યોગજ લક્ષ્મીનો સારો ઊપયોગ કરતાં શીખવે છે, ધારો કે કોઇ માણુસ ઉદ્યમ કરીને અમુક નાણું કમાયો; આ માણુસ ઊદ્યોગની કદર સારી જાણે કે નહીં? તેતો જાણેજ. કારણ શું? તો કે તે નાણું ઊપાર્જન કરતાં પોતે મહેનત કરેલી છે.

હવે જુઓ કે આવી મહેનતથી મેળવેલું નાણું તેને પ્રિય હોય કે નહિ? હોયજ. કારણ કે મહેનતે મેળવેલી સર્વ ચીજ માણસને અતિ પ્રિય હોય છે. કોઇ પણ માણુસ પોતાની પ્રિય ચીજને ખોટે ઠામે નાખે નહીં, તેમજ શ્રમથી પ્રાપ્ત કરેલા ધનને પણ કોઇ માણુસ ખરાબ ઠામે વાપરે નહીં. તેનો હાલ પ્રત્યક્ષ દાખલો જોવો હોય તો જુઓ કે જે માણુસ વિત્તનો પ્રથમ ઉપાર્જન કરનાર હશે તેણે તો ધન યોગ્ય ઠામે વાપર્યું હશે. અને બાકી સાચવી રાખ્યું હશે; અને તેની પાછળ જે તેના વંશજો થયા હશે તેઓએજ પોતાને વગર મહેનતે મળેલું ધન રંડીબાજી વિગરે અનેક કુકર્મમાં ઉડાવી દીધું હશે. અને હાલ પણ તેવા કેટલાક પુરૂષો તેમ કરતા નજરે પડે છે. ઉદ્યોગી ધનને જાળવી જાણે છે. કેમકે પ્રસુતાજ પુત્ર પ્રસવની વેદના જાણે છે, અને તે પુત્રની રક્ષા બરોબર કરી જાણે છે. શ્રમ વિના પ્રાપ્ત થએલી લક્ષ્મી ઉડાવી દેનાર નમુના ગર્ભ શ્રીમંતોમાં ઘણા મળી આવશે. વળી ઉદ્યોગેજ રંકના રાજા કર્યા છે, અને ઉદ્યોગ એજ દ્રવ્યરૂપી મહેલમાં જવાનો રસ્તો છે. ઉદ્યોગ માટીનું સોનું બનાવે છે, એવો આશ્ચર્ય જનક કીનુ

ગીઓ છે. લોકોમાં એવી ગપો ચાલે છે કે ત્રાંબાનું સોનું અને પારાનું રૂપુ કિમિયાથી બને છે. પણ ઉદ્યોગ તો એવો કિમિયો છે કે રેતી અને પથ્થરનું પણ સોનું બનાવે છે. ઉદ્યોગથી જમીનને ખેડે તો નરદમ કાંચનજ પાકે; અને ઉદ્યોગી હુનર અને કારખાનાં વડે ઈંગ્રેજ લોકો રેતી અને ચકમકના પથ્થરના કાચ બનાવે છે; અને એક એક હાંડીના દશ દશ પંદર પંદર રૂપૈયા ઉપજે છે. વળી ઝુંમરના તો હજાર હજાર રૂપીયા ઉપજે છે; આતે સોનું કે બીજું કાંઈ? ઈંગ્રેજીમાં કહ્યું છે કે "He that hath a trade hath an estate and he that hath a calling hath an office of profit and honour." જેને વ્યાપાર છે તેને એક જાગીર છે અને જેને ધંધો છે તેને આબરૂની અને નફાની જગો છે. પણ તે કયારે કે જયારે ધંધો સારી રીતે કરિયે અને વ્યાપારમાં પણ સારો ઉદ્યમ કરીએ ત્યારેજ નફો મળે. માટે વાસ્તવ જોતાં ધનનો લાભ દેનાર ધંધો અથવા વ્યાપાર નથી પણ તેમાં કરાતો ઉદ્યમ છે. ઉદ્યોગે તો યુરોપને ઘણો બળવાન બનાવી દીધો છે, અને અમેરિકાને તો અમર બનાવ્યો છે. કોઈ એમ કહેશે કે ભાઈ ધન તો કર્મથી મળે છે ત્યારે એમ સમજવું કે તેના સમજ્યામાં કર્મ એ શબ્દનો અર્થ બરોબર આવ્યો નથી. કર્મ શબ્દ कृ=કરવું એ ધાતુપરથી નીકળેલો છે, અને તેનો અર્થ કામ થાય છે; તો કામ કરવાથીજ ધન મળે છે કાંઈ બેશી રહેવાથી મળતું નથી. વળી આપણામાં કહેવત છે કે કરે તેવું ભોગવે, તે કાંઇ આવતે અવતાર ભોગવવાનું નથી, એતો આનો આજ દુનિઆમાં ભોગવવાનું છે. પ્રત્યક્ષ જોઇએ છીએ કે જેઓએ કેડ બાંધી ઉદ્યમ કર્યો તેમને દ્રવ્યાદિક પ્રાપ્ત થયું છે; અને અવળા અર્થવાળા કર્મ ઉપર આધાર રાખી બેશી રહેનારા આળસુ લોક તો હતા તેવાને તેવાજ રહ્યા છે. એટલુંજ નહીં પણ પાસે હશે તે પણ ખાઇ જઈ ફુટી બદામ જેવા થઇ રહ્યા છે. તમારી પાસે પાઇ પણ ન હોય અને તમારા સગાએ તમને વારસો ન આપ્યો હોય તો પણ શું થયું? કદાચિત્ તમારો બાપ તમને એક પોતિયા ભેર ઘર બહાર કાઢિ મૂકે તો પણ શું થયું? ઇશ્વરે તમને હાથપગ અને મનરૂપી મહાધન આપેલું છે, તેનો તમે સારી રીતે ઉપયોગ કરોઃ અર્થાત્ ખૂબ ઉદ્યોગ કરો પછી તમે જુઓ કે ધનના

તાકાત છે કે તમારાથી દુર નાસે? તે તો આવીને પગે લાગે. પણ તમારે આ તો ધ્યાનમાંજ રાખવું કે તમારે ધનની પાછળ દોડવું નહીં, પણ ઉદ્યોગની પાછળ દોડવું. કારણ કે ધન તો ઉદ્યોગનો નોકર છેઃ માટે શેઠની ઓશીઆળ કરવી. કારણ શેઠની આજ્ઞા પ્રમાણે નોકરને ચાલવું પડે છે. ઉદ્યોગીને ઈશ્વર સર્વ આપે છે; કોઈ બગીચામાં માળી સારી રીતે કામ કરે છે તો તે બગીચાનો માલીક બદલો વાળે છે તો આ સૃષ્ટીરૂપી બગીચાનો માલીક સર્વેશ્વર પોતાના બગીચામાં કામ કરનાર માણસને શ્રમનું ફળ આપ્યા વગર કેમ રહેશે? આ જગતમાં આવા દાખલા આપણે ઘણા જોઇએ છીએ; વળી બાઇબલમાં પણ કહ્યું છે કે "Seest thou a man deligent in his business? he shall stand before kings." તું કોઇ માણસને પોતાના કામમાં ઉદ્યોગી જુવે છે? તે રાજાઓની આગળ ઉભો રહેશે. હવે આ ઉપરથી વિચારો કે જે માણસ રાજાની આગળ રહે એવો માનવાળો હોય તે કાંઇ શું ઓછો બુદ્ધિવાન અથવા ધનવાન હોય? આ વાત બેનજામિન ફ્રેન્કલીનના ચરિત્રપરથી યથાર્થ સમજાશેઃ—બેન્જામિન ફ્રેન્કલીન બોસ્ટન શહેરનો રહેવાશી એક મીણબત્તી બનાવનારનો દીકરો હતો. તેનો બાપ ગરીબ હતો તેથી તેને છાપનારના ધંધાની કેળવણી આપી હતી. તે મૂળથીજ વાંચવાનો શોખી હતો, તેથી જેટલા પૈસા તે બચાવી શકતો, તેટલા પુસ્તક ખરીદવામાં વાપરતો. તેને વાંચવાને આટલો બધો શોખ હતો, તોપણ તે જ્યારે પુસ્તકો વાંચવામાં રોકાતો તે અતે પોતાનું કામ વિસારી દેતો નહીં. તે કરકસરથી રહેતો અને કાળ વૃથા ગુમાવતો નહીં. જ્યારે તે સત્તર વર્ષનો થયો ત્યારે ફિલાડેલફીઆ નામના ઉત્તર અમેરિકાના બીજા નગરમાં ગયો, અને ત્યાં કેટલાક વખત સુધી કીમર નામના છાપનારની સાથે કામ કર્યું. તે પોતાની બુદ્ધિ અને ઉદ્યોગથી સરલ અને સારી ભાષામાં કાગળ લખવાને ક્યારનો શક્તિમાન થયો હતો. એક દિવસ એમ બન્યુ કે તે પ્રાંતના હાકેમે તેનો લખેલો કાગળ જોયો, અને તેના મનમાં તે લખાણ વિષે એટલો બધો ઉંચો વિચાર બેઠો કે, તે પેલા જુવાન છાપનારને તેના શેઠની દુકાને શોધવા ગયો, અને તેને પોતાને ઘેર

નોતર્યો. ફ્રાન્કલીન પછી તુરત અમેરિકાથી લંડનમાં ગયો અને ત્યાં કેટલાક વખત સુધી તેણે જુદા જુદા છાપનારાઓ સાથે કામ કર્યું. ત્યાંના બીજા કામ કરનારા દર અઠવાડીએ દારૂમાં પાંચ છ શિલિંગનું ખરચ કરતા, જેથી તેઓનાં મગજ છાકટાં થતાં; પણ બેન્જામિન કોઇ પણ જાતનો દારૂ પીતો નહીં, તેથી તેની બુદ્ધિ બીજાઓના કરતાં વધારે નિર્મળ રહી, અને શરીર પણ વધારે તન્દુરસ્ત રહ્યું. આમ હોવાથી તેણે વધારે નાણાં એકઠાં કર્યાં. વીશ વર્ષની ઉમરે ખૂબ સુધરીને તે ફિલાડેલફિઆ પાછો આવ્યો. અને ત્યાં તરતજ કીમરની સાથે કામ કરવા લાગ્યો. તે આ વખતે ખુબ ઉદ્યોગી રહેતો. તે દરેક દિવસે પોતાના સર્વ કામમાં ધ્યાન આપતો; અને તે ઉપરાંત તે નહાના કાગળના એક તાની ઉપર જેટલું લખાણ હોય તેટલાનાં બીબાં ગોઠવતો. તેનાં પાડોશીઓ તેનો ઉદ્યોગ, પ્રમાણિકતા, શુદ્ધ ચાલચલગત. અને ચંચળ બુદ્ધિથી ખુશી થયાં, અને તેથી તેઓ તેને જોઈએ તેટલું કામ બનતો પ્રયત્ન કરીને આણી આપતાં. અને આવી રીતે તે આબાદાની પામવામાં નિષ્ફળ થયો નહીં. હવે તેણે એક વર્તમાન પત્ર કાઢવા માંડયું. તે તેણે એવી શક્તિથી અને ડહાપણથી ચલાવ્યું કે તેનાં ઘણાં ઘરાકો થયાં અને તેથી તેને અત્યંત લાભ થયો. પણ આ ઉદ્યોગી નર પોતાની આવી ફતેહથી છકી ગયો નહોતો, તે એની મેળે દેખાઇ આવતું હતું કારણ કે તે પોતાનો પોશાક સાદો રાખતો હતો, કરકસરથી રહેલો હતો, અને કોઇ વખતે પોતાના છાપખાનાને માટે ખરીદેલા કાગળોને ધક્કા ગાડીમાં નાંખીને તે ગાડીને ધકેલી જતો રસ્તામાં લોકોની નજરે પડતો. પછી તેણે કાગદીનો ધંધો ચલાવવા માંડયો. એક ઉધરાણું લેઈને પુસ્તકાલય કર્યું અને પુઅરરિચર્ડનું આલ્મનેક નામનું એક વાર્ષિક પુસ્તક બહાર પાડવા માંડયું. પુસ્તકમાં ઘણી ડહાપણ ભરેલી શિખામણો લખેલી હતી. અને તેમાં ઘણી સુંદર ઉપયોગી કહેવતો દાખલ કરેલી હતી. તે આવી અનેક તરેહની મહેનત અને કાળજીમાં રોકાયેલો હતો તોપણ તેણે પોતાના મનને સુધારવામાં થોડો ઉદ્યમ કર્યો નથી; તે જ્યારે ત્રીશ વર્ષનો થયો ત્યારે તેના શેહેરના લોકોમાં તેનું માન એટલું વધી ગયું હતું કે તે તે પ્રાન્તના હાઊસ ઓફ

એસેમ્બલીનો ક્લાર્ક નિમાયો; અને બીજે વર્ષે તેને ડેપ્યુડીપોસ્ટ માસ્તરની જગો મળી. તેજ વખતે તે એમ પણ સમજતો હતો કે મારી આટલી શક્તિ છે તેના વડે મારે મારા જાતી ભાઇઓની પણ સેવા બજાવવી જોઇએ. તેણે ભાષામાં અને શાસ્ત્રમાં સુધારો અને વધારો કરવાને માટે એક તત્વજ્ઞ સમાજ સ્થાપ્યો; અને યુવાન માણસોને કેળવણી આપવાને એક અષ્ટશાળા સ્થાપી; અને તેણેજ અગ્નિથી થતા નુકશાનને માટે વિમો કરનાર મંડલી પણ સ્થાપી. ખરેખર તે પ્રાન્તનાં સઘળા લોકોપયોગી કાર્યોનો તે નિયંતા હતો.

હવે તેણે શાસ્ત્રીય વિષયોની શોધ કરવાને ઉદ્યમ આદરવા માંડયો. તેણે ૧૭૫૨ની સાલમાં પતંગ ચગાવીને આકાશમાંથી વિજળી હેઠળ આણી; અને તેણેજ પ્રથમ સિદ્ધ કરી આપ્યું કે રાસાયનિ વિજળી અને મેઘ મંડળમાં થતી વિજળી એકજ જાતની છે. આવી રીતે પ્રયોગ કરીને તેણે શોધ કર્યો તેથી તેનું નામ આખા યુરોપમાં પ્રખ્યાત થયું. જ્યારે બેન્જામિન પુખ્ત ઉમરે પહોચ્યો તે વખતે વિલાયત અને અમેરિકાના પ્રાન્તો વચ્ચે લડાઇ ઉત્પન્ન થઇ; અને તે લડાઇનું એ પરિણામ થયું કે અમેરિકન પ્રાંતો સ્વાતંત્ર્ય પામ્યાં. આ વિગ્રહમાં ફ્રાન્કલીને મુખ્ય ભાગ લીધો તેણે કેટલાક વર્ષો સુધી ફ્રાન્સના રાજા પાસે પોતાના સ્વદેશ તરફથી એલચી તરીકે જાઆવ કરી. આથી ફ્રાન્કલીનને રાજાની પાસે સ્થિતી કરવાનું માન પ્રાપ્ત થયું. બેન્જામિન ફ્રેન્કલીને પોતાનું વર્તનક્રમ એક ગરીબ માણુસની માફક શિરૂ કર્યું હતું, તો પણ ઉદ્યોગને લીધે ઘણાખરા માણુસોથી શ્રીમંત અને માનવંત અવસ્થાએ આવીને પછી દેહ છોડયો. તે માણુસને શીખામણુ માટે લખે છે કે કોઇ માણુસે ભાગ્ય ઉપર આધાર રાખીને બેશી ન રહેવું. કેમકે " Deligence is the mother of good luck"=ઉદ્યોગ એજ સારા ભાગ્યનું મૂળ છે. વળી ઉદ્યોગને લીધે બીજા પણુ ગરીબ અને મધ્યમ વર્ગના લોકો અતિ ઉંચા વર્ગના અને ઉમરાવો થઈ ગયા છે તે હવે સ્માઇલ્સ સેલ્ફહેલ્પ" એ નામના પુસ્તક ઉપરથી દાખલા આપી સિદ્ધ કરવામાં આવે છેઃ—કોર્નવોલીસ એ નામની ઉમરાવની પદવી અને અમીરાત ટોમસકાર્નવોલીસ નામના એક વ્યાપારીથી સ્થપાએલી છે; અને ઇસેકસની અમીરાત ઉવી

લીઅમ કંપલ નામના કાપડનો ધંધો કરનાર વડે સ્થપાએલી છે; તેમજ કેવનની અમીરાત ઉવીલીઅમ કેવન નામના દરજીનો વ્યાપાર કરનાર વડે સ્થપાઈ હતી; હાલ જે અર્લઆફ વોરવિક છે, તે કાંઈ કીંગમેકરનો વંશજ નથી, પણ ઉવીલીઅમ ગેવાઇલ નામના ઉનનો રોજગાર કરનારનો વંશજછે. ડારમાઉથ, રેડનારે, ડયુસી અને પોમફ્રેટ નામના અમીરી વંશોના મૂળ સ્થાપનાર અનુક્રમે ચાંમડાનો વેપારી, રેશમના કારખાનાવાળો, દરજીનો વેપાર કરનારો, અને કેલેસ શેહેરનો વ્યાપારી હતા; તથા ટેન્કરવાઇલ, ડોરમર, અને કોવેન્ટ્રીની અમીરાત સ્થાપનારા રેશમના વ્યાપારીઓ હતા. અર્લરોમ્ની લાર્ડ ડડલી, અને વાર્ડના પૂર્વજો સોની અને ઝવેરીઓ હતા; અને લોર્ડ ડેક્રેસ પહેલા ચાર્લ્સના રાજ્યમાં એક નાણાવટી હતો. લીડસની અમીરાતનો સ્થાપનાર તવંગર કાપડનું કામ કરનારનો ધંધો શિખવાને બંધાયેલો ગુમાસ્તો હતો. વળી જેઓ પુરાણને પ્રમાણ માને છે, તેઓએ પણ પુરાણ ઉપરથી શિખામણ લેઈ ઉદ્યોગી થવું જોઈએ. કારણ કે જ્યારે સર્વ દેવોને ચૌદ રત્ન કાઢવાં હતાં, તે વખતે સમુદ્રનું ઘણાજ ઉત્સાહથી અને શ્રમથી મંથન કર્યું; અને જ્યારે એટલું મંથન કરવાનો ઉદ્યમ કર્યો, ત્યારે અંદરથી લક્ષ્મી નીકળી; કામધેનુ નીકળી; અને અમૃત પણ નીકળ્યું. તે ત્રણ રત્નો ચૌદરત્નમાં મુખ્ય ગણાય છે. આ ઠેકાણે વેદવ્યાસનું લખાણ હશી કાઢવા લાયક નથી; પણ વિચાર કરો એટલે તુરત માલમ પડશે કે લક્ષ્મી મંથન કરવાથી નીકળી: એટલે મહેનત કરવાથી ધનપ્રાપ્તિ થઈ. આ ઉપરથીએમ શિખામણ લેવી કે લક્ષ્મી ઉદ્યમ કરવાથીજ મળે છે. બીજું કામધેનુ એટલે ઇચ્છેલી વસ્તુ આપનારી ગાય એમ અર્થ નથી લેવાનો, પણ મંથનની પેઠે ઉદ્યમ કરવાથી સર્વ ઈચ્છાઓ સફળ થાય છે એવું વ્યાસના લખાણનું રહસ્ય છે. અને ત્રીજું જે અમૃત એટલે માણસને હમેશ સજીવન રાખનારો પેય પદાર્થ નીકળ્યો એમ ન સમજવું, પરંતુ એમ સમજવું કે ઉદ્યમ કરવાથી મનુષ્ય પ્રખ્યાતી પામે, અને તેથી કરીને તેનું નામ અમર થઈ જાય છે. વળી કાષ્ટનું મંથન કરીએતો કાષ્ટમાંથી અગ્નિ નિકળે, તો મનુષ્ય જો ઉદ્યમ કરેતો લક્ષ્મી એ તે શી ચીજ? વળી એવી કેહેવત છે કે "જીવેગા નર તો ફિર મનાયગા ઘર" એનો એમ પણ અર્થ સમજવો કે મનુષ્ય જો જીવે,

એટલે જો જીવીને ઉદ્યમ કરેતો ઘરબાર અને ધનધામ આદી સર્વ મેળવી શકે. જડ કામઠું પણ વાંકુ વાળીએ, એટલે તીરને કેટલુંક જોર કરીને દુર ફેંકે છે, તો ચેતન મનુષ્ય પ્રાણી જો શરીર નમાવાને ઉ-દ્યમ કરે, તો દરિદ્રતા રૂપી બોજાને દુર ફેંકી દેઈ આબાદાનીનું સુખ શું ના ભોગવે? વળી કર્મને માનનારા પુરૂષોને પણ ઉદ્યમની મહત્તા કબુલ કર્યા વિગર નહીં ચાલે; કારણ કે કર્મને તેઓ માને પણ ઉ-દ્યમ વગર કર્મ શી રીતે ફળપ્રદાતા થાય? કર્મ તો દેહ જેવું છે; અને ઉદ્યમ જીવને ઠેકાણે છે. જેવી રીતે મડદુ કાંઇ કરી શકે નહીં તે-મ નશીબ અથવા કપોળ કલ્પનાથી કલ્પી કાઢેલું કર્મ ઉદ્યમ વ-ગર કાંઇ પણ કરી શકે નહીં. તેનું પ્રમાણ નીચેના શ્લોકો છે—

॥ श्लोकः ॥

यथैकेन न हस्तेन तालिकासम्मपद्यते ।
तथोद्यमपरित्यक्तं न फलं कर्मण : स्मृतम्॥ १ ॥

पश्यकर्मवशात्प्राप्तं भोज्यकालेऽपिभोजनम् ।
हस्तोद्यमंविनावक्त्रे प्रविशेन्नकथंचन (पञ्चतंत्रम्)२

અર્થઃ— ગીતિ.

જેવી રીતે એકજ હસ્તે તાળી પડે નહીં ભાઇ
તેવી રીતે ઉદ્યમવણ નહીં કર્મ કદી પણ ફળદાઇ.
કર્મથી પ્રાપ્ત થએલું અન્ન ન ઉદ્યમ વિણ મુખમાં પેસે;
ભોજન વેળા જો કદી નિજ હસ્તોને પગ જોડી બેસે.

એ ઊપરથી તો કર્મવાદીને શિખામણ લેવાની છે, પણ ખરૂં જોતાં તો ઉદ્યમજ શ્રેષ્ટ છે, અને કર્મ લોકોએ મિથ્યા કલ્પી કાઢયું છે. વળી કહ્યું છે કેઃ—

उद्योगिनं पुरुषव्याघ्रमुपैति लक्ष्मी
दैवंहिदैवमितिकापुरुषावदन्ति ।
दैवंनिहत्यकुरु पौरुषमात्मशक्त्या
यत्नेकृतेयदिन सिद्ध्यतिकोऽत्रदोषः १ ॥ १ पञ्चतंत्रम्

અર્થઃ—લક્ષ્મી ઉદ્યોગી નર વ્યાઘ્રની પાસે જાય છે. કેટલાક બાયલા પુરૂષો તો નશીબ નશીબ એમ કેહે છે. નશીબને તજીને યથા શક્તિ પુરૂષાર્થ કર. પ્રયત્ન કર્યા છતાં જો કાર્યની સિદ્ધિ ન થાય, તો આમાં કોનો દોષ છે? માટે ભાગ્ય ભાગ્ય એમ કહીને બેશી રેહેવાથી કાંઈ પણ થાય નહીં; પણ ઉદ્યોગ કરે ત્યારે લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. વળી આ શ્લોકમાં ઉદ્યોગીને પુરૂષ વ્યાઘ્ર કહ્યો, તેનું એક કારણ છે. ઉદ્યોગી પુરૂષની હીંમત વાઘના જેવી હોય છે, અને તેવા હરેક કામ માથે લે, અને તેમાં ઉદ્યમ કરે; વળી કહ્યું છે કેઃ—

**उद्यमेनहिसिध्यन्ति कार्याणिनमनोरथैः ।**

**नहिसुप्तस्यसिंहस्य प्रविशन्तिमुखेमृगाः ॥१॥**

અર્થઃ— ગીતિ.

મનસુબાથી કાર્યોની સિદ્ધિ નહિ, પણ શ્રમે ફાવે!
ઊંઘેલા સિંહ કેરા મુખમાં હરિણો કદી ન જ્યમ આવે. ૧

માટે ફક્ત આમ કરવું ને તેમ કરવું, એવા શેખશલ્લીના વિચાર કરવાથી કાંઇ સિદ્ધિ ન થાય. વળી જેમ થવાનું હશે તેમ થશે એમ કહીને બેશી રેહેવું તે બાયલાનું કામ છે, નીતિ શાસ્ત્રમાં પણ કહેલું છે કેઃ—

**उद्यमेनविनाराजन् । नसिध्यन्तिमनोरथाः ।**
**कातराइतिजल्पन्तियद्भावितद्भविष्यति ॥२॥ पञ्चतंत्रम्**

અર્થઃ— ગીતિ.

ઉદ્યમ વિણુ હે રાજા મનોરથોની નવ સિદ્ધિ થાય.
થાવાનું તે થાયે એવી રીતે બીકણુ જન ગાય.

**यत्रोत्साहसमारम्भो यत्रालस्यविहीनता ।**

**नयविक्रमसंयोगस्तत्रश्रीरचलाध्रुवम् ॥ ३ ॥ पञ्चतंत्रम्**

અર્થઃ—જ્યાં આગળ ઉત્સાહના જેટલો પ્રયત્ન કરવામાં આવે છે, અને જ્યાં આળસ રેહેતી નથી, અને જ્યાં નીતિ અને પુરૂષાર્થ સંઘાતે રેહે છે, ત્યાં ત્યાં ચંચળ લક્ષ્મી અચળ થઇને નક્કી રહે છે. એવી ચંચળ લક્ષ્મીને પણ સ્થિર બનાવી દે એવો ઉદ્યોગનો પ્રતાપ

આ શ્લોક ઉપરથી પ્રત્યક્ષ સિદ્ધ છે. તેથી કહેલું છે કેઃ—

**तदैवमितिसंचिन्त्य सजेन्नोद्योगमात्मन : ।**
**अनुयोगंविनातैलंतिलानां नोपजायते ॥ ४ ॥**

અર્થઃ—દૈવ ઉપર ભરોંસો રાખીને કોઇ માણસે પોતાનો ઉદ્યમ ના છોડી દેવો જોઈએ. કારણ કે પીલ્યા વગર તલમાથી પણ તેલ એની મેળે નીકળતું નથી. વળી ઈંગ્રેજીમાં એક ઠેકાણે ધનપ્રાપ્તિ વિષે લખેલું છે કેઃ—Early to bed, and carly to rise, makes a man healthy wealthy and wise.

અર્થઃ—

દોહરો.

રાતે વહેલા જે સુઇ વહેલા ઊઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે સુખમાં રહે શરીર. ૧

આ ટૂંકમાં ઘણો ઊંડો વિચાર સમાએલો છે. આનો એકલો શબ્દાર્થ સમજીને માણસ તે પ્રમાણે વર્તે તો તેથી ફ્રાયદો નહી થાય; અને ભાવાર્થ સમજી તે પ્રમાણે વર્ત્તે તો અતિલાભ થાય. કારણ કે ફ્કત રાતે વહેલા સુઇને પ્રભાતમાં વહેલા ઉઠે, તો કાંઈ ધન વિગેરેનો લાભ થાય નહીં. પણ તે પ્રમાણે ઉઠીને જો સારી રીતે ઊદ્યમ કરે તો ધન વિગેરેનો લાભ થાય. વળી તે વિષે ફ્રેન્કલીન એમ કેહેછે કે "He who rises late may trot all day, and not have overtaken his business at night."=જે માણસ મોડો ઉઠે છે તે આખો દહાડો દોડા દોડ કરે છે, તો પણ રાત્રે તેનું કામ પુરૂ થતું નથી. વળી ડીનસ્વિફ્ટ સાહેબ એમ કહે છે " He wnever lnew any man come to greatness and eminences ho hay in bed of morning"= જે માણસ સવાર સુધી પથારીમાં પડી રહે છે, તેવો કોઇ માણસ મોટાઈ અને પ્રખ્યાતિ પામ્યો હોય, તેવું તેના જાણવામાં આવ્યું નથી. માટે વહેલા ઉઠીને ઉદ્યમ કરવો જોઇએકે જેથી ઉદ્યમમાં ચિત્ત એકાગ્ર થાય, ત્યારેજ અભ્યાસ અને ઉદ્યમ સારી રીતે થાય; અને પ્રભાતનો વખત ઉદ્યેગ કરવાને માટે ઘણો અનુકૂળ છે; તેના વિષે કવિ શ્રી દલપતરામ પોતાની પ્રભાત વિષે ક-

વિતામાં કહે છે કે " એ સમે ઊઠિ અભ્યાસ જો આદરે આઠ દશ ગાસમાં અર્થ સાધે."

વળી વહેલા ઊઠી ઉદ્યોગ કરવો એટલો બધો લાભ કારક છે, એમ જાણીને પ્રશીઆનો બીજો ફ્રેડરિક પોતાની પાછલી અવસ્થામાં હતો અને ઘરડપણની નબળાઇ તેના શરીરમાં પ્રવેશી હતી તો પણ પરોઢીઆમાં ચાર વાગ્યા પછી કોઇ દિવસ ઉંઘતો નહી. વળી પીટરધગ્રેટ એક વખત ઈંગ્લાંડની અંદર મજુર હતો, પછીથી લવારનો ધંધો કરતો હતો, અને ત્યાર પછીથી રૂશીઆનો મહારાજા થયો; તો પણ તે હમેશાં વહાણું વાયા પહેલાં ઉઠતો હતો, અને પોતે હમેશાં એમ કહેતો કે મારે મારાથી બને તેટલો મારો આવરદા લાંબો કરવો જોઈએ, અને તેમ કરવાને મારે જેમ બને તેમ અલ્પનિદ્રા લેવી જોઈએ. અતિ નિદ્રા એ ઉદ્યોગની કટ્ટી વરેણછે, માટે ઉદ્યોગના ભલા ભક્તો તેનો અતિશય સંગ કરતા નથી; અને જેઓ ઉદ્યોગનો લાભ લેવાને ઇચ્છા હોય તેઓએ પણ તેનો હદ ઉપરાંત સંગ ન કરવો જોઈએ.

મિ. ડોડ્રિજ વહેલાં ઉઠવા વિષે એમ કહે છેકે જો કોઈ માણસ સાત વાગે ઉઠવાને બદલે પાંચ વાગે ઉઠે તો માણસનું જે કુલ આયુષ્ થાયછે, તેમાં દશ વર્ષનો ઉમેરો થાય. હવે પેલી ઉપરની ટૂકમાં વહેલા સુઇ રહેવું, એમ કહ્યું; શાથીકે વહેલુ ઉઠી શકાય. તે સિદ્ધ કરવાને માટે તો અનુભવ વધારે સારૂં સાધન છે. વળી એક ડા. ડયુવેટ નામનો વિદ્વાન્ એમ પોતાના વિદ્યાર્થીઓને નિત્ય કહેતો કે મધ્ય રાતની પહેલાંનો એક ઉંઘવાનો કલાક તે મધ્ય રાત પછીના બે કલાકનો અર્થ સારે છે. તેનું એજ કારણ કે વહેલા ઉઠી શકાય, અને તેને લીધે બમણું કામ કરી શકાય. વહેલા ઉઠવાથી ઉદ્યોગ કરવો, તે વધારે લાભકારક છે, તે સારી રીતે સમજાય તેને માટે બુફ્ફન નામના એક ગ્રંથકારનું ઉદાહરણ આ નીચે છે. બુફ્ફન નામે એક વિદ્વાન્ ગ્રંથકારને સવારમાં મોડે સુધી ઉંઘવાની ટેવ પડી હતી, તેથી તેનાથી કામ બરોબર કરી શકાતું નહોતું. આથી તેણે તે ટેવ છોડવાને બહુ ઉપાય કર્યા, પણ નિષ્ફળ ગયા. તે વહેલો ઉઠવાનું ધારીને ઘણોએ સુઇ રહે, પણ તેનું નિદ્રાદેવી આગળ કાંઈ ચાલે નહીં. પછી તેણે પોતાના જોસફ નામના નોકરને એમ કહ્યું કે તું મને વહેલો ઉઠાડજે. હું ગમે તેમ ઉંઘવાનો પ્રયત્ન

ફરૂં, તોપણ ઉઠાડજે; અને જો તું મને ઉઠાડીશ, તો હું તને રોજ એક ક્રાઉન ઇનામગમાં આપીશ. પછી જોસફે તેમ કરવાને કબુલ કર્યું. અને બીજે દિવશે તેણે બુફ્ફનને ઉઠાડયો, ત્યારે તેણે તેને ખૂબ ગાળો દીધી, અને ગુસ્સો કર્યો; પણ જોસફે કાંઈ ગણકાર્યું નહીં. અને પછી જ્યારે પેલા ગ્રંથકારનું ભાન ઠેકાણે આવ્યું, ત્યારે પેલા નોકરને પોતાની બોલી પ્રમાણે એક ક્રાઉન અને સાબાશી પહેલાં કરેલા ગુસ્સા અને દીધેલી ગાળોના બદલામાં આપ્યાં. બીજે દિવસે પણ જોસફે તેવીને તેવી રીતે બુફ્ફને વહેલો ઉઠાડયો, અને એક ક્રાઉન ઇનામગમાં મેળવ્યો. એમ કરતાં થોડા દિવસ પછી તેને ઉઠાડે કે તરત ગુસ્સો કર્યા વગર તે ઉઠતો; અને પછી એમ ઉઠવાનો મહાવરો પડી ગયો, તેથી પોતાની મેળે વહેલો તે ઉઠી શકતો. અને બુફ્ફન એમ લખી ગયો છે કે મેં જે ચોપડીઓ બનાવી છે, તેમાંની દશ બાર ચોપડીઓને માટે હું જોસફનો આભારી છું. આ ઉદાહરણ ઉપરથી વિચાર કરવો કે ઉદ્યોગ કરવો એ કેવો ફાયદાકારક છે. વહેલા ઉઠવાથી ઉદ્યોગદ્વારા ધનલાભની સિદ્ધિ થઇ. હવે વહેલા ઉઠીને અભ્યાસ કરવાથી અને બીજા પણ કારણોને લીધે બુદ્ધિ વધે છે, એ વાત સાબીત થઈ શકે છેઃ આખો દિવસ અભ્યાસ વિગરે અનેક તરેહનાં કાર્યમાં ઉદ્યમ કરવાથી શરીરને થાક લાગેલો હોય છે, અને તે થાક ઉંઘવાથી ઉતરી જાય છે, તેથી શરીર, મન અને મગજ તાજાં થાય છે; અને તેમની શક્તિનો ઝરો વધારે જોરથી વહેવા માંડે, તે વખતે મન અને મગજને ઉદ્યોગ કરાવવાથી તેમની શકિત જેને બુદ્ધિ કહે છે, તેનો અંદર વધારો થાય છે; કારણ કે જ્યારે આરામ લીધા પછી આપણા શરીરને કસરત કરવાની મળે તો તેમાં સુધારો થઇને બળ વધે, તેવીજ રીતે બુદ્ધિને વિષે પણ સમજવું. એકલા વહેલા ઉઠવાથીંજ બુદ્ધિનો વધારો થાય એ કેહેવું યોગ્ય નથી. પણ વહેલા ઉઠીને બુદ્ધિ યોગ્ય વિષય ઉપર રોકવાથી તેનું બળ વધે છે. વળી બળ પણ ઉદ્યમથીંજ વધે છે; આ આપણું શરીર છે તેને અનેક તરેહથી આપણે પોષીએ છીએ. ખોરાક તેને જોઇએ તેટલો ખાઇએ છીએ. પાણી પણ જ્યારે તૃષા લાગે છે ત્યારે પીએ છીએ; એ બધું કરીએ, પણ જો તે શરીરને કામે ન લગાડીએ, તો તે અનેક વ્યાધિનું ગૃહ થઇ પડે, જુઓને અનેક જાતના સં-

ચાઓ જો હમેશાં ચાલ્યા કરે છે, તો કટાતા નથી; અને હમેશ ઉપયોગમાં આવે એવા રહે છે. પણ જો થોડા દિવસો સુધી એગને એમ બંધ રાખી મૂકે, તો એટલો તો કાટ લાગીને ખવાઈ જાય, કે તદન ઉપયોગમાં ન આવી શકે એવા થઈ જાય. અને કેટલાંક વર્ષ સુધી કામ કરવાથી ઘસારો લાગવાથી જે નુકશાન થાય તેથી પણ ઘણું નુકશાન થોડા દિવસ કામ કરાવ્યા વગર રાખવાથી થાય. અરે આપણા ઘરની બારીઓનાં બરડવાં પણ થોડા દિવસ બારીની વાસ ઉઘાડ ન થવાને લીધે કટાઈ જાય છે, અને પછી વાસવા જઇએતો કમાડ બરોબર વાસી શકાતાં નથી. માટે હમેશાં કામ કરવું જોઈએ. વળી કહેવત છે કે 'Used key is always bright' વપરાતી કુંચી હમેશાં ચળકતી રહે છે. આપણા શરીરમાં પણ કૂણી ઢીંચણ વિગેરે ઠેકાણે પણ ઉપર કહ્યાં તેવાંજ બરડવાં છે, અને તેવીજ રીતે જો તે ન વપરાયતો અટકી જાય, અને પછી કામ કરવા ના લાયક થઇ જાય. આને માટે જો આપણે ઉદાહરણ જોઇએ, તો આપણા ઘણાખરા શ્રીમંત શેઠીઆઓ પુરૂં પાડશે. શેઠીઆઓને ઘેર કામકાજ કરનારાઓ નોકર અને ગુમાસ્તા હોય છે, એટલે શેઠને કાંઇ કામતો હોયજ નહીં. અને પોતાનું પરમેશ્વરનું આપેલું શરીર તેને પણ ઉચકવાને ગાડીઓ વિગેરે તૈયાર હોય, એટલે તે વાતની પણ મહેનત તેમને માથેથી ઉતરી; એટલે ખાઇ ખાઈને બેશી રહેવાનું થયું; પછી ઉદ્યમનું મુખ પણ દેખે નહીં. વળી પૈસાદાર એટલે મનને પણ વિચાર વિગેરે કરવાની મેહેનત કેટલાક હૈઆફુટા ન આપે. ઝાડને પાણી પાઇએ અને પછી તડકો પડે, ત્યારે આપાએલું પાણી ઝાડને પોષાણ કરીને વૃદ્ધિને પમાડે પણ જો પાણી તો રોજ રોજ સિંચીએ, અને તડકો તો જરી પણ નાખાવા દેઈએ, ત્યારે પેલું પાણી લાભ તો કરે નહીં, પણ ઉલટું હાનિકારક થઇ ને તે ઝાડને મૂળમાંથી કહોવડાવી નાખે. તેવીજ રીતે કેટલાકને ધનને પ્રતાપે ખાન પાનાદિકતો મળે, પણ ઉદ્યમ તો તેઓ કરેજ નહીં. આથી શરીરના બાંધામાં નબળાઇ ધીમે ધીમે વધતી જાય, અને અન્તે શરીરમાં અનેક જાતના વ્યાધિ આવીને વાસ પૂરે છે. માટે આ ઉપરથી એ પણ સિદ્ધ થાય છે કે શરીરની તનદુરસ્તીમાં વધારો થવાને ઉદ્યોગ જરૂરનો છે. ઉદ્યોગ એ સર્વ રોગનું ઔષધ છે, એમ ઘણા વિદ્વાન પુરૂષોનો મત છે. જેઓને ઉદ્યોગ ઝાઝો

નથી કરવાનો, એવા વર્ગના લોકો કરતાં જેઓને ઉદ્યોગ કરવાનો છે એવા વર્ગના લોકોમાં રોગનો પ્રચાર ઓછો હોય છે. તમે કોઈ તવંગરને ઘેર જશોતો કહેશે કે આજતો ખાવાની રૂચીજ મુદલ થતી નથી. માણસની બુદ્ધિ છટકી ન જાય તે માટે પણ માણસે કાંઇ પણ ઉદ્યમ કરવો જોઇએ, એ પણ અનેક ઉદાહરણ ઉપરથી સિદ્ધ થાય છે. આપણે ઘણે ઠામે જોયું છે અને જોઈએ છીએ, કે કેટલાક નિરૂદ્યમી માણસો બેશી રહે છે, અને કાંઇ કામ કરવાનું નથી હતું, તેથી તેમના મનમાં અનેક તરેહના તરંગો ઉત્પન્ન થાય છે, અને છેવટે તે તરંગોનું જોર એટલું તોવધી જાય છે, કે તે એકે દમે બહાર ઉભરાઇ આવે છે, અને માણુસ ગાંડો થઇ જાય છેઃ માટે મોરલ કલાસ બુકમાં એક એવી વાત લખેલી છે કે એક માણસને સાત વર્ષ સુધી બેસ્ટાઇલ નામના તુરંગમાં એકાંત વાસમાં બંધીખાને રાખ્યો હતો. આ માણસને અંદર એકલો રેહેવાથી ચિત્ત ઠેકાણે ન રહે એમ લાગ્યું. આથી તેણે પોતાની પાસે જે થોડીક ટાંકણીઓ હતી, તે વેરી નાખતો અને પાછી વીણી લેતો અને તે જુદા જુદા આકારમાં ગોઠવતો આમ કરીને તેણે તેમાં વખત ગાળ્યો, અને પોતાના કેદખાનામાંથી તે જ્યારે છૂટયો ત્યારે તે પોતાના મિત્રોને રોજ કહેતો, કે જો મને એ ટાંકણીઓની ગંમત કરવાનું કામ ન મળ્યું હોતતો હું ગાંડો થઇ ગયો હોત. આપણ ને આ વાત ઉપરથી ઉપર કહેલા વચનને સિદ્ધ કરવાને પૂરતાં કારણો મળી આવે છે; આવો નકામો ઉદ્યોગ તે પણ કોઇ વખતે ઘણો ઉપયોગી થઇ પડે છે. વળી આવાત પણ ઉદ્યોગની મહત્તા દેખાડે છેઃ માર્કિવસસ્પિનોલા નામના એક પ્રખ્યાત જનરલે સરહોરે સવીઅરને પુછ્યું કે, તમારા ભાઇ શાથી મરી ગયા? સરવીઅરે જવાબ દીધો કે "કાંઇ કરવાનું નહોતું તેથી" એ સાંભળી સ્પિનોલાએ કહ્યું કે તે આપણામાંના હરકોઇ જનરલનેમારી નાખી શકે. તાત્પર્ય એકે માણસે નિરૂદ્યોગી ન રહેવું જોઇએ. વળી ઉદ્યોગી પુરૂષને કોઈ પણ કારણથી ઉત્પન્ન થએલો શોક અથવા દિલગીરી વધારે વાર નડતી નથી. કોઇ પણ માણસને કાંઇ દિલગીરી ઉત્પન્ન થાય છે, ત્યારે લોકો કહેશે કે ભાઈ એનું ચિત્ત કાંઈ બીજા કામ તરફ વળે તેમ કરો. વળી પોતાના શોકનું જે કારણ હોય છે,

તેને નિવારણ કરવામાં ઉદ્યોગે કરી તે ઉદ્યમી માણસ શોક રહિત થઇ શકે. જ્યારે કોઇ પણ માણસને કાંઈ દિલગીરી આવે છે. અને જો તે ઉદ્યોગી નથી હોતો તો તેના મનમાં વારંવાર તે ચીજનું સ્મરણ થયા કરે, તેથી તેના મનમાં દિલગીરીનો જુસ્સો વધારે વધતો જાય છે. વળી તે દિલગીરીનું કારણ કાઢી શકાય એવું હોય તોપણ તે કાઢી નાખવાને પણ તે ઉદ્યોગ કરે નહિ, ત્યારે જેમ વિંછીનો કાંટો કાઢ્યા વગર વેદના જાય નહીં, તેવીજ રીતે શોકનું કારણ નિવારણ કર્યા વગર શોક પણ તેનો જતો નથી.

વળી ઉદ્યોગી માણસ જે જે દેશમાં જાય ત્યાં ત્યાં તેને પોતાના સ્વદેશના જેવી સગવડ અને આવકાર મળે છે. જુઓ કે નેપોલિઅન બોનાપાર્ટ કાર્સિકામાં જન્મેલો એક ગરીબ માણસ હતો, પણ ઉદ્યોગનો જો તેણે આશ્રય લીધો, તો તેને કેટલી આબરૂ મળી? અને છેવટે ફ્રાન્સ જેવા મોટા દેશનો રાજા થઇ શક્યો. વળી પીટરધગ્રેટ પણ રશ્યા જેવા મહાવિસ્તારવાળા દેશનો રાજા થયો. વળી રાજા રામ મોહનરાય પણ ઉદ્યોગનેજ લીધે યુરોપ જેવા પરદેશમાં માન પામ્યા. વળી યુરોપમાંથી અમેરિકામાં ગએલા સર્વે માણસો એવા જંગલી અને ઉજડ દેશમાં પણ ઉદ્યોગને લીધે અન્ન વિગેરે પાક સારો નિપજાવી શક્યા; અને તે શિવાય બીજા અનેક હુનરો અને કળાઓની શોધમાં ફતેહ પામતા ગયા; અને વિદ્યામાં પણ તેઓ કાંઈ પાછળ રહ્યા નથી. હાલના વખતમાં અમેરિકા ઉંચે દરજ્જે ચઢેલું છે, અને તેથી શ્રેષ્ટતા ભોગવે છે. વ્યાપારની બાબતમાં અમેરિકા જરી પણ નીચે દરજ્જે નથી. તે શિવાય ઓસ્ટ્રેલીઆમાં જઇ ત્યાં વસેલા લોકો પણ ઉદ્યોગના પ્રતાપથી અમેરિકનોની માફક સારૂ સુખ અને સાધારણ રીતે ઘણી ઉંચી સ્થિતિ ભોગવે છે. વળી ઉદ્યોગી માણસને સત્યનો લાભ થાય છે; અર્થાત્ તેઓથી વગર અડચણે સત્ય બોલાય; કારણ કે ઉદ્યોગી માણસને કોઇની ઓશિયાળ કરવાની જરૂર નથી; તેથી કોઇને સારૂ લગાડવાને અને બે પૈસાની આશા રાખીને જૂઠું-સાચું બોલવું પડે નહી. વળી ઉદ્યોગિને ઉદ્યોગ કરવો ગમે છે, માટે તે નવરો બેશી રહેતો નથી, અને તેથી જૂઠા સાચા ગપાટા મારવાને તેને નવરાશ મળતી નથી. પોતે જાતે ખળ તો હોય નહીં, તેથી પોતાના ઉપરી વિગેરેની આગળ પોતાની ખંધાઇ છુપાવવાને પણ તેને

જૂઠું બોલવાની જરૂર પડતી નથી. વળી જૂઠા અને લબાડીની સંગત કરવાને પણ તેને ઉદ્યમમાં નવરાઈ મળતી નથી, અને તેથી તે જૂઠું બોલતાં દેખાદેખી પણ શીખે નહીં. જે માણસ પોતાના દોષો સુધારવાને પ્રયત્ન કરી શકે નહીં, તેવાજ માણસો પોતાના દોષને ઢાંકીને સંતાડવાને જૂઠું બોલે, પણ જે માણસ પોતાના દોષોને સુધારવાને કાળજી રાખી ઉદ્યમ કરે છે, તે માણસને જૂઠું બોલવાની જરૂર પડતી નથી. નિશાળોમાં જ્યારે પરીક્ષકો પરીક્ષા લેવા જાય છે, ત્યારે જે ઉદ્યમી વિદ્યાર્થીઓ હોય તેઓ પોતાની મેહેનતથી જે ભણ્યાહોય છે, તે આપેલા સવાલના ઉત્તરમાં લખે છે; પણ જેઓ નિરૂદ્યમી હોય છે, તેઓ તો કોઇ પોતાની પાસેના છોકરાઓના લખેલામાંથી જોઈજોઈને લખી પરીક્ષક પાસે લેઇ જાય છે. પરીક્ષક આથી કરીને ઘણીવાર ઠગાય છે, અને તેને પરીક્ષામાં પસાર કરે છે. આવી રીતે પરાયા લખેલામાંથી લખીને, પોતે લખેલું છે, એમ બતાવી બીજા કોઇને ઠગવો, એના જેવી એકે જૂઠાઈ નથી. હવે વિચાર કરો કે જો તે છોકરો જાતે મહેનત કરીને ભણ્યો હોય, તો તે આવી જૂઠાઇના ફંદમાંથી બચી જાય. વળી બીજો પણ દાખલો જુઓ કે કોઈ દરજીને ત્યાં આપણે કાંઈ કામ કરવાનું સોંપી આવ્યા. હવે જો પેલો ઉદ્યોગી હોય તો રાતોરાત બેશીને આપણને તે ચીજ તૈયાર કરીને આપી દે. પણ જો તે આળસુ હોય, તો આપણે તેને ઘેર જઈએ, ત્યારે તેણે કામ તો કાંઈએ કર્યું ન હોય, તોપણ એમ કહે કે સાહેબ બધું તૈયાર થઈ રહ્યું છે; પણ તેને જરીક કસો ચઢાવાની બાકી રહી છે માટે તમે જરીક રહીને આવો, તો તે હું તૈયાર કરી આપીશ. પછી આપણે ફરીને તેને ઘેર જઇએ, ત્યારે તે પોતાના ઘરની અંદરના ભાગમાં બેશીને કામ કરતો હોય, તોએ તેની બૈરી અથવા છોકરાં પાસે એમ કહેવરાવે કે એતો બહાર ગયા છે, અને તમારૂં કામ ક્યાં મૂકી ગયા હશે તેની અમને ખબર નથી, અને આ પાસેના ગામમાં કાંઇ કામને સારૂ ગયા છે, માટે તમે કાલે આવો તો સારૂં; તેમણે તમારૂં કામ તૈયાર કર્યું છે, તમે કાલે આવશો એટલે તે તમને તરત મૂકયું હશે, ત્યાંથી શોધીને આપી દેશે. આવી રીતે એક ફેરી જૂઠું બોલાય અને તે જૂઠાને જાઠું ન ઠરવા દેવાને બીજાં અનેક જૂઠાં બોલવાં પડે, અને આથી

રીતે ઈશ્વરના ગુનેહગાર થવું પડે છે. એ બધું શાને લીધે? ફક્ત નિરૂદ્યમિપણાને લીધે. માટે ઉદ્યમ સત્યને ટેકો આપનાર છે, એ વાત સ્વતઃસિદ્ધ છે. વળી ચોરીનો દુર્ગુણ પણ નિરૂદ્યમી માણસનેજ લાગે છે; અને ઉદ્યમી માણસ પાસેથી તે દુર્ગુણ દૂર રહે છે. કારણ કે ઉદ્યમી પુરૂષને પૈસા વિગેરે જોઈતી વસ્તુઓ ઉદ્યમને પ્રતાપે મળી આવે છે. ઉદ્યમવાળાને શું અસાધ્ય છે? તેને શી જરૂર પુરી નપડે કે તે માણસ ચોરી કરે? તમે સર્વ ઠામે જોશો તો માલુમ પડશે કે જેઓ કાંઇ ઉદ્યોગ કરતા નથી, તેવા માણસોજ ચોર લુટારાનો ધંધો કરે છે; અને ઉદ્યોગનો રોટલો ખાવાની જેને ટેવ પડી છે તેને તો મઠ બાજરીનો રોટલો ઉદ્યમથી મળે છે તો સંતોષ પામે છે;પણ કોઇ દિવશ ચોરી ઠગાઈ કરતા નથી. તમે જુઓ કે જે લોકો ચોરીનો ધંધો કરે છે,તેઓને પણ ઉદ્યોગે કોઇ વળગાડે છે, તો તેઓ તેવું કર્મ છોડી દે છે; અને તેમને ઉદ્યમ એટલો તો પ્રિય થઇ પડે છે કે તેઓ પછી જો ઉદ્યમમાં થોડી રોજી મળે તોપણ તેમાં રાજી રહે છે, અને ચોરીનો ધંધો કરવા જતા નથી. માટે ઉદ્યમથી ચોરીનો દુર્ગુણ પણ દૂર રહે છે. આથી ઉદ્યમે વળગે તે માણસને રાજાનો અને ઇશ્વરનો કોપ ખમવો નથી પડતો. રાજા તો થોડી શિક્ષા કરે, પણ ઇશ્વરના જેવો સર્વ જગત્‌નો રાજા એમ પર વસ્તુનું હરણ કરનારને કેમ સજા ન કરે? ઉદ્યોગી માણસને વળી કુસંગ થતો નથી કારણ કે તે પોતાનો ઉદ્યોગમિત્ર મૂકીને બીજા મિત્રો કરવા જાય તેમ બનતું નથી. ઉદ્યોગને લીધે તેની પાસે જે માણસો આકર્ષાઇ આવે છે તેઓ શિવાય બીજા મિત્ર તેને હતા નથી. ઉદ્યમને ચહનારા અને ઉદ્યોગથી આકાર્ષાઇ આવનારા જે પુરૂષો હોય છે તેઓ ઘણું કરીને સારાજ હોય છે. કારણ શું કે નઠારા માણસને ઉદ્યમ ગમતો નથી. કદાચને કોઇ ખરાબ માણસ તેની પાસે આવે, અને તેને ઉદ્યોગમાં લાગેલો જુએ, અને પોતાની નકામી વાત ઉપર ધ્યાન દેતો ન જુએ, એટલે તેની મેળે તેનો રસ્તો પકડે. ઉદ્યોગથી સત્‌સંગ થાય છે, એ પણ મોટા લાભ છે. ઉદ્યોગી માણસનું જે માણસોને કામ પડે છે, તે સઘળા તેને ઘેર મહાન્ શ્રીમંતથી તે ગરીબ માણસ સુધી આવે છે; અને જેઓ ફક્ત કાર્યાર્થે આવેલા હોય અને સજ્જન ના હોય તેઓ તો કામ થઇ રહે એટલે પોતાને ઠે-

કાણે જાય છે, અને સજ્જનો તેના ઉદ્યોગથી ઘણા ખુશી થાય છે, અને ધીમે ધીમે તેની સાથે ઓળખાણુ કરે છે, અને પછી મિત્રતા થાય છે; અને પછી હમેશાં સત્સંગમાં રહેવાથી તેનામાં દુર્ગુણનો પ્રવેશ થતો નથી; અને અંતે નિર્દોષ હોવાથી અને પોતાનો કાળ સારે રસ્તે ગાળેલો હોવાથી તે આખા જગતના ન્યાયી ન્યાયાધીશ જગત્કર્તાની પૂર્ણ કૃપાને પાત્ર થાય છે.

વળી જે ઉદ્યોગનું વ્યસન કરે છે તેને બીજા કોઇ જાતીનાં વ્યસનો વળગીને નડતાં નથી. વ્યસન વ્યસની માણસની સોબતને લીધે થાય છે; અને ઉદ્યોગી માણસ ઉપર કહ્યા પ્રમાણે કોઇનો સંગ કરવાને નવરો હોતો નથી, માટે દેખાદેખીથી પણ તેને વ્યસનની ટેવ પડતી નથી. વળી વ્યસન કરવાની જરૂર જે માણસને નવરા બેશી રહેવાનું હોય છે, તેવાને પડે છે. કારણ કે માણસ નવરો બેશી રહે છે, ત્યારે તેને ગમતું નથી, અને તેથી જરીક પોતાના જીવને આનંદમાં રાખવાને તેને આફુતી, માજમ, ગાંજો, ભાંગ, અને મદિરા વિગેરે લેવા પડે છે. આની સાબીતીમાં અમે અમારી નજરની દેખેલી વાત ઉદાહરણ તરીકે મૂકીએ છીએ. અમે જોયું છે કે ઘણા શ્રીમંત શેઠીઆઓને ગાદી ઉપર બેઠા બેઠા ખાવા પીવાનું મળે છે, અને તેથી માણસ જાતિના સ્વભાવ પ્રમાણે કાંઈ કામ વગર બેશી રહેવાથી તેમને સુવાણ પડતી નથી. તેથી તે લોકો બિચારા સોબતી ભેગા કરી ભાંગ, પાક વિગરે અનેક તરેહના કેફી વ્યસનોમાં ચકચૂર થઈને તંદુરસ્તીમાં બિગાડ થાય તેવી ખરાબ ગમતો કરે છે. આળસ અથવા નિરૂદ્યગિપણાએ આપણા દેશના સર્વે રજપૂત ગરાશીઆને ખરાબ કર્યા છે. ઘણાખરા ગરાશીઆ રજપુતને થોડો અથવા ઘણો ગરાસ હોય છે, તેની ઉપજમાંથી તેઓ ગુજરાન ચલાવી ચોરે જઇને નકામા બેશી રહે છે, ગપ્પાં મારે છે અને કસુંબાના ખોબે ખોબા ઉડાવે છે. વળી બીજાઓને પણ એવી રીતે ખરાબ કરે છે. એ બધું શાથી? કાંઇ કમાવાની ફિકર ન હોવાથી; ઉદ્યમ ન કરવાથી. વળી ઉદ્યમ જેને પ્રિય છે, તેવો માણસ ઉંઘ વિગેરે પેદા કરીને ઉદ્યમમાં વિઘ્ન નાખે, તેવી કેફી ચીજોનું વ્યસન કોઈ દિવસ કરે નહીં. હજુ સુધીમાં આપણે તપાસ કરીને જોઇશું, તો કોઈ ધંધાસર ઉદ્યોગમાં લાગેલા માણસને વ્યસની બહુ મતે

નહીં જોઈએ. જેઓ પોતાના કામમાં ખરા દિલથી કામે લાગે છે તેઓને કડકો સોપારી પણ ખાવાની નવરાસ નથી મળતી તો એવાં માદાન વ્યસનો કરવાને ક્યાંથી જાય? વળી કોઈ તેને એમ સમજાવીને કાંઇ વ્યસન કરાવે કે ભાઇ તમને તેનાથી ધંધામાં થાક નહીં લાગે. તોપણ એક વખત તે વ્યસન કરે; પણ સર્વ કેફી ચીજો નિદ્રાજનક હોવાને લીધે તે તેને ઘેનમાં નાંખી મુકે એટલે તેનું કામ સઘળું પડયું રહે તેથી તે બીજી ફેરી પેલો કહે તોએ એવું કામ કરે નહીં. આવીરીતે જે વ્યસનો માણસની બુદ્ધિને ફેરવી નાખેછે, અને માણસોને પોતાની તરફ આકર્ષે છે તેવાં વ્યસનોને પણ પોતાના ભક્ત તરફ નજર કરતાં જે અટકાવે છે; તેવા ઉદ્યમના શી મહત્તા વર્ણવી શકાય? પોતાનાં સંતાનને વ્યસની અને દુર્ગુણી ન થવા દેવાને પ્રયત્ન કરતાં માબાપોને અમે ઉદ્યમરૂપી ખરેખરા ઓસડનો પ્રથમથી પોતાના છોકરાંઓને પરિચય પાડવાને ભલામણ કરીએ છીએ. ઉદ્યમ, આધિ અને વ્યાધિ બન્નેને કાઢી નાખનારૂં તાત્કાલિક ઓસડ છે. અમે ઘણા વ્યસનીઓ ઉદ્યોગને લીધે વ્યસનથી મુક્ત થયા છે એ જોએલું છે.

વળી ઉદ્યોગ ગાંડા માણસને પણ ડાહ્યા બનાવી શકેછે, એ આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ; લ્યુનાટિકએસાયલમમાં ગાંડાં માણસોને નવરાં ન બેસારી રાખતાં તેમની પાસે યોગ્ય રીતે કામ કરાવવામાં આવેછે, અને એથી ઉદ્યોગમાં તેમનું ચિત્ત ધીરેધીરે લાગેછે, એટલે તેઓ ફરીને ઠેકાણે પડેછે. ઉદ્યમી માણસ જેટલાં કામ પ્રારંભેછે તે સર્વ કાર્યમાં તેને ફળ પ્રાપ્ત થાયછેઃ

**શ્લોકઃ**

**यत्नेनकिंनसिद्ध्येत सुतरांसुधियांपुनः ।**
**टिट्टिभस्यापियत्नेन समुद्रोपिवशोभवेत् ॥१॥ नीतिशतपत्रे**

અર્થઃ—વળી સારી અને ઘણી બુદ્ધિવાળા માણસોના પ્રયત્નથી શું કામ સિદ્ધ ન થઇ શકે? ટીંટોડીના પ્રયત્નથી પણ સમુદ્ર સરખો પણ વશ થયાવગર રહેતો નથી.

વિલાયતમાં જે સૌથી મોટામાં મોટી દીવાદાંડી છે તે કેટલીકવાર પડીગઇ અને કેટલીકવાર ફરીને બાંધી. આવીરીતે ઉદ્યમ હમેશાં જારી રાખ્યો તેથી અંતે સમુદ્રના તોફાનની સામે સારી ટક્કર ઝીલી બીજાં

ઘણાં વર્ષસુધી ટકી શકે એવી એક મજબુત દીવાદાંડી બંધાઇ છે. વળી મુંબઈની પાસે ધારીપુરી અથવા એલીફન્ટાએટમાં જે સુંદર પથ્થરની પ્રતિમાઓને પર્વતની અંદરથી કોતરી કાઢેલી છે તે કાંઇ વગર ઉદ્યમે કોતરાએલી હશે? એ સર્વ ઉદ્યમથીજ થએલી છે. વળી પર્વતોને તોડી તે ઠામે સારા સીધા રસ્તાઓ પણ ઉદ્યોગના પ્રતાપથી થએલા છે. ઇજીપ્તની અંદરની મોટામાંમોટી જે પિરામિડે છે તેપણ માણસના ઉદ્યોગથીજ થએલી છે. આવાં આવાં બીજાં બધાં કામો પણ ઉદ્યોગથી થએલાં છે. મહોટામહોટા કોશો અને બીજાં મહામહોટાં પુસ્તકો કે જેનાં કદજ જોઇ હાલના વિદ્વાનો હેબક ખાઇ જાયછે તેવાં પણ માણસના નિરંતર ઉદ્યોગથી થએલાં છે. જે સેતુના ખંડો હાલ થોડાથોડા જણાય છેતેપણ ત્રેતાયુગમાં ઉદ્યમવડેજ બંધાયલો હતો. આ ઉપરથી વિચારોકે ઉદ્યોગની શક્તિ કેવી છે જે કામ આપણે સ્વપ્નામાં પણ બનવું મુસ્કેલ ધારીએ તેવાં અનેક કામો ઉદ્યોગથી બનેલાં છે. આ દુનિયામાં માણસ ઉદ્યોગની મદદથી જેજે ન કરે તેતે ઓછું એવું સમજી કામની દુર્ઘટતા જોઈને હબકવું નહીં, પણ પૂર્ણ ધૈર્યથી તે કામ પારપડતા લગી ઉદ્યમ આદરવો એ ઉપરની વાતો વિષે વિચાર કરતાં હસ્તામલકની માફક જણાઇ આવશે. ઉદ્યમથી વ્યભિચારીપણું પણ દુર રહે છે તે હવે સિદ્ધ કરવામાં આવે છે:—મનનો સ્વભાવ અતિ ચંચળછે, અને તે હમેશાં અનેક તરેહના તરંગ ઉઠાવ્યા વગર રહેતું નથી. જેવીરીતે સમુદ્રમાં પવનની એક લહેર આવે અથવા કાંઇ ચીજ તેની અંદરપડે તો તેમાં એક પછી એક અગણિત લહેરો ઉઠે છે, તેમ કોઇ ચીજ અથવા કોઈ બીના ઉપર ધ્યાન જવાથી અનેક તરેહના વિચારો મનમાં ઉઠે છે. હવે દુનિયામાં જેજે વસ્તુઓ સારીછે તેતે સઘળી ઊંડો વિચાર કરીએ છીએ અથવા કોઇ સારા માણસનો સંગ થવાથી સાંભળીએ છીએ ત્યારે નજરે આવે છે; પણ જે નઠારી ચીજો છે તે આ દુનિઆમાં કાંઇપણ વિચાર કર્યાવગર તથા કાંઈપણ વધારે શ્રમ વિના નજરે આવે છે. વળી દુનિયામાં સજ્જન થોડા હોયછે પણ દુર્જન ઘણા મળી આવેછે, માટે દુર્જન ઘણા અને નિરૂદ્યોગી હોયછે, તેથી તેમનો સંગ મનુષ્યને સજ્જનના સંગ કરતાં વહેલો અને સહેલાઇથી મળી આવેછે. હવે ઉપર કહ્યાપ્રમાણે મનનો

સ્વભાવ ચંચળ હોવાથી નિરૂદ્યોગને લીધે આગળ કહીગયા તે પ્રમાદે ણે દુર્જનનો સંગ થાય છે, કારણકે મનને કાંઇપણ કામવગર ગમતું નથી. આવા ખરાબ સંગથી માણસનું મન ખરાબ થાય અને વ્યભીચારની વાતોનો તો દુર્જનની પાસે ભંડાર હોય છે, અને તેવાં ખરાબ કર્મો કરવાને માટે તેઓ નવરા હોવાથી અનેક યુકિતયો અને સાધન શોધી કહાડે છે, અને સંગ તેવો રંગ, તેમ બીજા કોઇ નવરાને પણ ખરાબ કરેછે; વળી કોઈ શ્રીમંત નવરો એવા દુર્જનોને મળે તો પછી તેને તેઓ આપ્રમાણે શીખવે છે. પેલો શ્રીમંત હોવાથી પૈસેટકે સુખી હોય છે; કાંઇ કામ નહોય તેથી તે બેશી રહેછે, અને કાંઈ મનને બેઠે બેઠે ચેન નથી પડતું ત્યારે પેલો દુર્જનોને કહેશેકે યાર કાંઇ ગમત શોધી કાઢો તો જરા આનંદ થાય; આમનેઆમ કાંઇ સુજ પડતી નથી. ત્યારે પેલા નાદાન પુરૂષો તો એમ કહે કે ભાઈ આપણે હાલ ઘરમાંતો કાંઇ કામ છે નહીં માટે ચાલોતો ખરા આપણે ફલાણી ફલાણી નાયિકા અથવા ગણિકાને ત્યાં જઇએ; તમે એનાબિષે સાંભળ્યુંતો હશે; એનું ગાયન તો આપણા આખા શહેરમાં વખણાય છે. તેનું ગાયન તમે સાંભળવા તો ચાલો પછી તમે જુઓ કે તમારા મનને આનંદ થાયછે કે નહીં. ઘરમાં બેઠેબેઠે શેઠસાહેબ કોઇને ગમે? આપના જેવા શ્રીમંતસરદારને રીઝવવા એકાદ ગવૈયો અને નાયિકા ના હોય તો પછી પૈસો શું ઓઢવા પાથરવાના કામમાં આવે? આપણે નવરા બેશી રહીએ છીએ માટે તેનું ગાયન સાંભળવા ફક્ત જઇએ તેમાં કાંઇ હરકતછે? આવીરીતે સમજાવી પેલા નિરૂદ્યમી શેઠીઆને કુમાર્ગે ચઢાવવાને ફોસલાવી પ્રથમ "ગાયન સાંભળવા આપણે જઇએ તેમાં કાંઇ હરકતછે" આવીરીતે સમજાવી પ્રથમ ગાયન સંભળાવવાને સારૂ તેડી જાયછે. પછી પેલીને ત્યાં જાયછે એટલે ગાયન વિગેરે થાયછે, અને થોડે દિવસે હાલની નાયિકાઓની માફક પેલી પણ પેલા નવરા ગધેડાને પૈસાનું ભક્ષ જાણીને લલચાવેછે, અને કુપંથે દોરેછે અને આવીરીતે એક ફેરી વ્યભીચાર કર્યો એટલેતો વ્યભીચાર જેવી નીચીચીજ પેલાને ઘરઆંગણા જેવી થઈ પડેછે, અને સર્વેશ્વરનો ગુનેહગાર થાયછે. વળી તમે ગરીબ ઉદ્યોગી માણસોની સંખ્યાના અને તાલેવંત માણસની સંખ્યાના પ્રમાણમાં તપાસ કરીને

જોશોતો તમને તરત માલમ પડશે, કે ગરીબ કરતાં શ્રીમંતો વધારે વ્યભિચારી હોયછે, પણ તવંગરનો વ્યભિચાર વધારે જાહેર થતો નથી તેનું એ કારણકે "તવંગરનો મંદવાડ અને ગરીબનું છીનાળું" એ બંન્ને સરખાંછે. અર્થાત્ તવંગરનો વ્યભીચાર થોડો અને ગરીઓનો વધારે ઉઘાડો પડેછે. મહોટામહોટા શ્રીમંતની સ્ત્રીઓને ઓઝબમાં રાખેછે, પણ ત્યાં તેમને કાંઈ કામ કરવાનું હોતું નથી, અને નવરાં બેશી રહેવાનું હોયછે, તેથી કુનીતિને રસ્તે ચઢવાને હરેક હરેક ઉપાયો શોધીને યોજેછે; અને વ્યભિચાર કરીને શિયળ ભંગ કરેછે. પણ ઉદ્યોગી તો પોતાના ઉદ્યોગમાંથી નવરોજ શાનો પડે કે એવાં કાર્યોમાં ગુંથાય? માટે ઉદ્યોગને સેવવાથી તો અતિ સુંદર ઉપદેશ મળેછે. ઉદ્યોગથી માણસ મખ્ખીચુસ થતો નથી, તે નિચેના કારણોથી સિદ્ધ થાયછે; માણુસને હમેશાં મન પ્રિય હોયછે, એવો તેનો સ્વભાવજ છે. પણ કેટલાક માણુસને તો પૈસો એટલો પ્રિય થઇપડે છે કે પોતાનાં બૈરાંછોકરાંનો અને પોતાનો પણ જીવ જતો હોય તોપણ તેપાઈ ખરચે નહીં, અને "ચમડી તૂટે પણ દમડી ન છૂટે" એ કહેવત પ્રમાણે વર્ત્તેછે. આનું શું કારણ હશે તેનો વિચાર કરી જુઓ. વિચાર કરતાં એજ માલમ પડશે કે એને કમાતાં નથી આવડતું, અને ઉદ્યોગ કરવાનું ગમતું નથી. અમો આગળ ઘણીવાર કહીગયા છીએ કે ઉદ્યોગની આગળ લક્ષ્મી તો દાસીની માફક હાજર રહેછે. તેથી ઉદ્યોગી માણુસ કોઇપણ દિવસ લક્ષ્મીને બીજા આળસુ માણુસોની માફક અતિ દુર્લભ ગણતો નથી, પણ પોતાના ઉદ્યોગના પ્રતાપથી અતિ સુલભ ગણેછે; માટે જ્યારે પોતાને અથવા પોતાનાં બૈરીછોકરાંને માટે કાંઇ અગત્યનું ખરચ કરવાની જરૂર પડેછે, ત્યારે મોકળું મન રાખીને તે ખરચ કર્યાવગર રહેતો નથી; કારણકે તે સમજેછેકે જે ધન આપણે ઉદ્યોગથી જેના ભોગનેમાટે ઉપાર્જન કરેલુંછે તેના ઉપયોગમાં જ્યારે કાંઇ નહીં આવે તોપછી તે શાઉપયોગમાં આવવાનું છે? અને પૈસોતો આપણે ઉદ્યોગ કરીશું તો આપણું ઘર પૂછતો પૂછતો ચાલ્યો આવશે. આપણે સર્વ ઠામે જે લોકોને મખ્ખીચુસ જોઈએ છીએ તેમાંના ઘણાખરા એવા હોયછે કે જેમને કોઈ સારો લાગ મળવાથી પૈસો પ્રાપ્ત થએલો હોય, પણ જેઓને કામ કરવાથી નથી મળેલો;

અથવા તો જેમને રળવાની આય હોતી નથીઃ અને મખીચુસ માણુસ હમેશાં આખા કુટુંબને અળખામણો આગ થઈ પડેછે, અને ઉદ્યોગી પુરૂષ ઉપર કહ્યાપ્રમાણે મખીચુસ ન હોવાથી કુટંબના સર્વ જનોને પ્રિય થઈ પડેછે. વળી ઉદ્યોગી માણુસની ઉદારતા નિભેછે, અને નિરૂદ્યોગી માણુસનો ઉદારતાનો ગુણ પણ સારો છતાં શોભતો નથી; કારણકે ઉદ્યોગી માણુસનું ધન કુવાના પાણી જેવુંછે; તે જેમ જેમ ખરચાતું જાયછે તેમ તેમ ઉદ્યોગના પ્રતાપથી પાછું ભરાતું જાયછે. આથી ઉદ્યોગી માણુસ પોતાની ઉદારતાથી જે કાંઇ કામમાં ધન ખરચેછે તેટલું ધન ઉદ્યોગથી ફરીને ઉપાર્જન કરી શકેછે તેથી તેનું કામ હમેશાં નભ્યું જાયછે. અને નિરૂદ્યોગી તવંગર પુરૂષનું ધન ટાંકાના પાણી જેવુંછે, તેથી તેમાંથી જેમજેમ વપરાતું જાયછે તેમતેમ વધારે ખાડો પડતો જાયછે. કારણકે તેનો માલીક નિરૂદ્યમી છે; માટે નિરૂદ્યમીની ઉદારતા અંતે નભતી નથી, અને તે ભીખ માગે છે.

વળી ખુશામત કરવાનો અને કરાવવાનો દુર્ગુણ ઉદ્યમી માણુસને વળગતો નથી. કારણ કે કોઈ પણ માણુસ આશા વિગરકોઈ પણ માણુસની ખુશામત કરતો નથી; અને ઉદ્યમી પોતાના કામમાં ગચ્યો રહે છે તેથી પોતાની કોઇ ખુશામત કરે તો તે ઉપર પોતે મન દેતો નથી. વળી ઉદ્યોગી કોઇનો ઓશીઆળો રહેતો નથી અને હાજીહા પણ કોઇની કરતો નથી. એ કોઇની પણ શરમ રાખીને અન્યાયથી વર્તે નહીં, કારણ કે જેને રળવાની શક્તિ ન હોય તેવા માણસોજ પારકો તાબો સહીને હાજી હાજી કરીને દહાડાની રાત અને રાતનો દાહાડો કહે છે. પણ ઉદ્યોગીને તો સર્વ ગળે છે માટે તે કોઇની ઓશીઆળ કરતો નથી. તે કોઇનો ઓશીઆળો ન હોવાથી કોઇની પાસેથી કાંઇ પ્રાપ્તિ થતી હોય તો પણ કાંઇ અન્યાય કરે નહીં. તથા ઉદ્યોગી માણુસનો દરજ્જો હમેશાં સચવાય છે, તે પણ એની મેળે સિદ્ધ થાય છેઃ—કોઇ પણ ગુમાસ્તો શેઠને ત્યાં રહેતો હોય, અને જો પોતાના દુકાનના કામમાં વળગ્યો રહેતો હોય, તો તેને શેઠ અથવા શેઠાણી કોઈ પણ ઘરના ચાકરના જેવું કામ કરવાને બતાવે નહીં. કારણ કે તેઓ મનમાં સમજે છે કે તે માણુસ ઉદ્યોગી છે માટે તેના દરજ્જાથી હેઠળનું કામ કોઈ દિવસ નહીં કરે, કારણ કે જે

માણસ પોતાના કામમાં સાબિત છે તે કાંઈ તેવું કામ કરે નહીં; અને જો નોકરી છોડીને જશે તો તે ઉદ્યોગી છે તેથી તેને બીજો કોઇ રાખશે તો પછી તેવો ઉદ્યોગી માણસ મળવો મુશ્કેલ પડશે. આને લીધે ઉદ્યોગી માણસનો દરજ્જો તેના ઉપરીઓ પણ સાચવે છે. ઉદ્યોગી માણસને જેમ સર્વ દેશ અનુકૂળ આવે છે તેમ તેને સઘળો કાળ પણ અનુકૂળ આવે છે. જુઓ કે જો ઉદ્યોગી માણસ ઉદ્યમ કરવાને ધારે તો તેને શિયાળો ઉનાળો કે ચોમાસું કાંઈ બાધ કરી શકે નહીં. ઉદ્યોગથી ખેડુત તે ત્રણે રૂતુમાં પાક ઉતારે છે તે આપણે નજરે જોઇએ છીએ. પણ જે ખેડુત નિરૂદ્યોગી હોય છે એટલે જેને ઉદ્યમ ઉપર ઘણું હોંસ નથી હોતી, તેતો ફક્ત ચોમાસામાં જે ઉગે છે તેટલુંજ ઉપજાવી બેશી રહે છે, માટે તેવાને પેલાના જેટલો ફાયદો પણ નથી થતો. કોઈ કોઇ વાર રાજ્યનો ફેર ફાર થઇ જાય છે, ને વખતે તવંગરો લુટાઇ જાય છે, અને માણસની હાલતમાં અનેક તરેહના ફેરફાર થઇ જાય છે, પણ જે ઉદ્યોગી માણસ હોય તે બીજા રાજાના વખતમાં પણ પોતાની પહેલાની જેવી સારી સ્થિતિ બનાવી શકે. તદન અંધાધુધીના વખતમાં પણ માણસોએ પોતાના ઉદ્યોગથી ઘણી સારી રીતે પોતાનું રક્ષણ કર્યું છે, અને ગુજરાન ચલાવ્યું છે. મુસલમાન લોકોનું જે વખતે રાજ્ય હતું તે વખતે પણ જે હિંદુ કારીગરો ઘણાજ ઉદ્યોગી હતા તે વખતે વખતે બાદશાહોનું માન મેળવતા હતા, અને બાદશાહો તેમને કામે લગાડતા હતા એ અમે ઘણી વાર વૃદ્ધ પુરૂષોને મુખેથી સાંભળ્યું છે. મુસલમાની જેવા ઉડભંગ અમલમાં પણ ઉદ્યમને લીધે હીંદુઓને માન કોઇ કોઇ વાર મળતું તે ઉપરથી ઉદ્યમની શક્તિનું અનુમાન સહજ થઇ શકે છે, અને એ પણ સિદ્ધ થાય છે કે ઉદ્યમ તો ગમે તેવા વખતમાં પણ લાભકારક છે. ઉદ્યમના સાધનો જો સગવડ ભરેલાં ન હોય તો પણ ઉદ્યમને પ્રતાપે સગવડવાળાં થાય છે; તે આપણે જુઓ કે કોઈ માણસ પાસે બુટ્ઠીપાળી હોય અને એકની પાસે સારી ધારવાળી હોય તો પણ, બુટ્ઠીપાળી વાળો ઉદ્યમી જેટલું કામ કરશે તેટલું કામ સારી પાળી વાળો આળસુ નહીં કરી શકે. માટે ઉદ્યોગ કરવો એટલે જે પ્રતિકુળ હશે તે પણ અનુકૂળ થઇ જાય. આ ઉ-

પરથી જે માણસ ઉદ્યમી નથી હતા તેજ લોકો સાધનો વિશે રોદણાં રૂવે. કારણ કે "અકર્મી નિશાળીઆને વતરણાં ઘણાં." એ કહેવત સાચે સાચું છે; જે છોકરાંને ન ભણવું હોય તે વારંવાર તેજ વાંધો કહાડે કે મારે તો કલમ સારી નથી, ખડીઓ સારો નથી, પુસ્તક સારાં નથી અને પાટી પણ સારી નથી, આથી કાંઈ ભણાય નહી. પણ જો ઉદ્યમ કરે તો સાધન સારાં ન હોય તે છતાં પણ પોતાના કામમાં ફતેહ પામે. પોતાના ઉદ્યમથી કરેલું કામ વધારે ટકાઉ થાય છે, અને પૈસા ખરચી બીજા પાસે કરાવેલું કામ તેટલું ટકાઉ અને સારૂ થતું નથી. કહેવત છે કે "પારકું સુધાર્યું અને પોતાનું બગાડ્યું બે સરખાં છે." આ કહેવતમાં ઘણો ઉંડો વિચાર અસલના અનુભવી માણસોએ સમાવેલો છે. આને માટે આપણે પોતાનોજ અનુભવ પ્રમાણ તરીકે લેવો જોઈએ. આમાં આપણે એક સૌથી સાધારણ દાખલો જે આપણા વ્યવહારમાં બનેછે તે લેવો. જ્યારે આપણે ઘર વિગેરેમાં છાવરાવિયે છીએ ત્યાર પહેલાં છો ફાટી નજાય તેને માટે થાપીઓ વડે ખુબ થાપીએ છીએ, અથવા મજુરો પાસે થપાવીએ છીએ; જ્યારે આપણે મજુરો પાસે થપાવીએ છીએ ત્યારે ભાગ્યેજ છો ફાટયા વગર રહેછે, અને જ્યારે આપણે થાપીએ છીએ ત્યારે ભાગ્યેજ ફાટે છે. હવે આ ઉપરથી વિચાર કરીએ કે આપણે માટે આપણા જેટલી કાળજી બીજાને રહેતી નથી. માટે જે જે ચીજનો આપણને ઉપયોગ હોય તે તે ચીજને મેળવવા અથવા સુધારવાને આપણે પંડે ઉદ્યોગ કરવો જોઇએ, એમ સમજી જો ઉદ્યોગ કરીએતો, તે ઉદ્યોગ વધારે લાભકારક થઈ પડે એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે આપણે કામને બગાડયા જેવું કરીએ તે પણ પારકો માણસ ઘણી કાળજી રાખી સુધારે તેટલું સારૂ થાય છે. વળી બુધ્ધિ પણ ઉદ્યોગને પ્રતાપે ફળદાત્રી થાય છે, માટે બુદ્ધિમાં પણ ઉદ્યોગ વગર ફળ આપવાની શકિત નથી. વળી બીજો કોઈ એમ શક ઉઠાવે કે બુદ્ધિ વગર ઉદ્યોગ ફળદાયક ન થાય. તો અમે એ વાત કબુલ કરીએ છીએ, પણ ઉદ્યોગ જેટલી બુધ્ધિની શકિત નથી. તે પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થાય છે; આ જગત્માં આપણે સર્વે નજરે દેખીએ છીએકે ઘણા ગાંડા ઘેલા બુદ્ધિ વગરના માણસો

કોઇ બતાવે તે પ્રમાણે મહેનત કરીને ઉદ્યોગથી પેટ ભરે છે, અને નિશ્ચિંત દિવસો નિર્ગમે છે. પણ ઘણા બુદ્ધિમાન પુરૂષો ઉદ્યોગ નથી કરતા તો લાભ તો શો મળે પણ ઉલટા અન્ન વિના ભૂખે મરી જાય છે; માટે ઉદ્યોગ બુદ્ધિ કરતાં જરીક વધારે બળવત્તર લાગે છે. ઉદ્યોગ કરવાની ટેવ હોય તો સારી સલાહ તો કોઇ આપનાર મળે, પણ ડહાપણનો ભંડાર હોય, પણ જો ઉદ્યમ કરતાં તાવ ચઢતો હોય તો તેના સાટાનાં કોઇ હાડકાં તોડવાને આવે નહીં. વળી આપણે ફરીને ઓછી બુદ્ધિવાળા ઉદ્યોગીનો અને વધારે બુદ્ધિવાળા નિરૂદ્યોગીનો મુકાબલો આ દુનિઆમાં ઘણે ઠેકાણે દેખીએ છીએ; તેમાં ઉદ્યોગી પરિણામે સુખી થાય છે. વિદ્યાભ્યાસની અંદર નિશાળમાં આપણે જોઇએ છીએ તો કેટલાક નિશાળીઆ ઘણા તીવ્ર બુદ્ધિના હોય છે, અને કેટલાકની બુદ્ધિ સાધારણ હોય છે. તેમાં પરીક્ષામાં આપણે ઘણા સાધરણ બુદ્ધિવાળાને પાસ થએલા જોઇએ છીએ. આનો આપણે વિચાર કરીશું તો એમ માલુમ પડશે કે પેલા ચંચલ બુદ્ધિવાળા છોકરાઓ પોતાની બુદ્ધિ ઉપર આધાર રાખીને ઉદ્યમ બરોબર કરતા નથી. પણ પેલા સાધારણ બુદ્ધિવાળા વિદ્યાર્થીઓ પોતાની બુદ્ધિ સાધારણ હોવાથી તેના ઉપર વિશ્વાસ રાખીને બેશી રહેતા નથી, અને અભ્યાસ કરવામાં ઘણો શ્રમ લેછે તેથી તેઓ પરીક્ષામાં સહેલાઇથી પાસ થઇ જાય છે. આ ઉદાહરણ ઉપરથી એમ સિદ્ધ થયું, કે માણસે પોતાની બુદ્ધિ વડે લાભ મેળવવો હોય તો ઉદ્યમ કરવો જોઇએ. બુદ્ધિને અડગ અને અનુભવ વાળી કરવાને પણ ઉદ્યમ કરવાની જરૂર છે. અનેક તરેહના વિચારો કે જે આગળ થઈ ગયેલા બુદ્ધિમાન પુરૂષોએ લખેલા છે તે વાંચવા જોઇએ અથવા સાંભળવા જોઈએ, તેના ઉપર અતિશ્રમ લેઇને વિવેચન કરવુંજોઈએ, અને તે વિચારોને વ્યવહારમાં અજમાવી જોવા જોઇએ; એટલાં વાનાં ઉદ્યોગથી બુદ્ધિને દૃઢ અને અનુભવયુક્ત કરવા માટે કરવાં જોઇએ, અને એટલાં વાનાં કરવામાં કાંઇ ઓછો ઉદ્યોગ જોઇએ નહીં. આગળ જેટલા તત્વવેત્તા થયા એટલામાંનો કોઇ પણ માણસ ધીરજ રાખીને અતિમહાન્ ઉદ્યોગ વગર તત્વજ્ઞાની થયો નથી. ઝાડ ઉપરથી તૂટીને ફળ ભૂમિ ઉપર પડયું તે વાત ઉપર પણ સરઆઇઝાકન્યુટન નામના પ્રખ્યાત તત્વવેત્તાએ

મનની પાસે થોડો ઉદ્યોગ કરાવ્યો નથી. વળી ઇશ્વરદત્ત બુદ્ધિ માણસમાં સાધારણ હોય છે. પણ તેને ઉદ્યોગ કરાવ્યા વગર ઉલટી ચીમળાઈ જાય છે. આપણા શરીરને વૃદ્ધિ પમાડવા માટે આપણને જેટલો ઉદ્યોગ તનથી કરવો પડે છે, તેટલોજ ઉદ્યોગ બુદ્ધિને પુષ્ટ કરવાને બુદ્ધિ પાસે કરાવવો જોઈએ. ઘણા સાધારણ બુદ્ધિવાળા માણસો પણ હમેશ બુદ્ધિને કસરત આપવાથી મહા બુદ્ધિમાન પુરૂષો થઇ ગયા છે, કારણે અતિઅભ્યાસથી કાંઇ સિદ્ધ ન થાય એમ નથી. કારણકે.

**श्लोक.**

**अभ्यासेननयत्सिध्येत् तादृक्श्रेयोऽस्तिकिंभुवि ।**
**तस्मादर्थिभिर्भूयोऽभ्यासएवावलंब्यताम् ॥ १ ॥**

ગીતિ.

અર્થ: અભ્યાસથી મળે નહિ એવું શ્રેયજકિયૂં ભુમીમાં છે,
તેથી અર્થી માણસ જરૂર અભ્યાસનોજ આશ્રયલે. ૨

વળી બુદ્ધિનો ફક્ત કાંઇ નવી ચીજ ઉદ્ભાવી કાઢે. પણ તેની યોજના ઉદ્યોગ વગર પાર પડી શકે નહીં તેતો ખુલ્લી વાત છે. વિજળીના તારનો શોધ પહેલ વહેલો બુદ્ધિવડે શોધી કાઢવામાં આવ્યો; પણ તે શોધને ઉપયોગમાં લાવીને તેનું ફળ મેળવવાને કાંઇ થોડો ઉદ્યોગ કરવો પડયો નથી. તે શિવાય અગ્નિરથનો પણ શોધ બુદ્ધિથી વિચાર કરતાં થએલો માલુમ પડે છે, પણ બેસવાના ડબાઓ બનાવવામાં, મહા ભારે અને મજબુત પૈડાં બનાવવામાં, સિલેપાટ નાખીને લોઢાના રસ્તા બાંધવામાં કાંઇ ઓછા ઉદ્યમ અને ખંતીપણાની જરૂર પડી નથી, માણસની બુદ્ધિથી શિવવાના સાંચા કરવામાં આવ્યા; પણ તે કાંઈ પગ હલાવ્યા વગર શીવી શકે નહીં. તે શિવાય અનેક તરેહના યંત્રોની યોજના બુદ્ધિવડે કરાય છે, પણ તેનો લાભ ઉદ્યોગ વગર લેવાયો નથી, લેવાતો નથી. અને કોઇ દિવસ લેવાય નહીં. વળી કોઇ ગમે તેવો વિદ્વાન્ બુદ્ધિમાન્ હોય અને તેનામાં સારાં લખાણ કરવાની શક્તિ હોય પણ તે જો હાથે કલમ પકડી ઉધું જોઇને કામ ન કરે તો કોઇ દિવસ એક અક્ષર પણ લખી

શકે નહીં. માટે ઉદ્યમ વગર બુદ્ધિ કાંઈ પણ કરી શકે એવી આશા રાખવી તે શેખશલ્લીના વિચાર કરવા જેવું છે; ઉદ્યોગ એ બુદ્ધિના ટાંટીઆ છે. માણસ જેમ ટાંટીઆ વગર કાંઈ પણ ચાલી શકે નહીં, તેમ બુદ્ધિ પણ ઉદ્યમ વગર બેઠી બેઠી બગાસાં ખાય. આ ઉપરથી અમારૂં કહેવું એમ નથી કે બુદ્ધિ તદન નકામી છે; બુદ્ધિ હોય તો ઉદ્યોગ સહેલાઇથી અને વધારે લાભકારક રીતે કરાય અને બુદ્ધિ વગર બહુ લાભ થતો નથી, પણ કાંઇ મહેનતનું ફળ તદન જતું રહેવું નથી; પણ ઉદ્યોગ વગરતો બુદ્ધિથી કાંઈ કરી શકાય નહીં અને કાંઈ પણ લાભ ન મળે. અમે આગળ કહી ગયા છીએ કે વિદ્યાની ઉત્પત્તિ કરવામાં ઉદ્યોગ જોઇએ છીએ અને તે વિદ્યા પ્રાપ્ત કર્યા પછી તેના વડે લાભ મેળવવાને પણ ઉદ્યોગ જરૂરનો છે. વિદ્યા વડે લાભ મેળવવાનાં સાધનો નિચે પ્રમાણે છે. ૧ કોઇને ભણાવવું. ૨ તેને આધારે બીજો કોઇ ધંધો કરવો. હવે એમ કરવામાં પણ ઉદ્યોગ વગર ચાલે નહીં. દાખલા માટે આપણે ધારો કે કોઇ માણસ વિદ્યા ભણ્યો હોય અને તેને કોઇ નિશાળમાં શિક્ષકની નોકરી મળે; હવે તે કહે કે વિદ્યા ભણવામાં મેં સારો ઉદ્યોગ કરેલો છે, અને સર્વે લોકો એમ કહે છે કે **"स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते"** માટે હવે હું તો કાંઇ ઉદ્યમ નહીં કરૂં, એમ કહીને જો તે બેશી રહે અને સારી મહેનત લેઇને વિદ્યાર્થિઓને ભણાવે નહીં તો તેની કેવી દશા થાય તે વિચારો. છેવટે પરીક્ષક પરીક્ષા લેવા આવે તે વખતે તેના વર્ગના નિશાળીઆને કાંઇ ન આવડે એટલે તેનો દંડ થય અથવા તો પગાર ઘટે અને તેમ છતાં પણ જો તે પોતાના પ્રથમના વિચારને વળગીને બેશી રહે તો નોકરી ખુએ અને અંતે ભીખ માગે, અને જો તે કામ કરે તો તે વિદ્વાન હોવાથી સર્વ ઠામે માન પામે પણ ભણીને ખુણામાં બેશી રહેતો કાંઈ પણ લાભ થાય નહીં.

માણસનું રૂપ પણ ઉદ્યોગ વગર કાંઇ કામનું નથી. માણસનું રૂપ સારૂં હોયછે અને તેથી ફાયદા થાયછે, તેપણ ઉદ્યોગને લીધે ફાયદાછે; માટે તે રૂપના નથી પણ ઉદ્યોગનાછે. વિચારો આપણે કોઈ પણ માણસને કોઈ કામ સોંપવું હોય તો ઉદ્યોગીને સોંપીશું કે કોઇ રૂપવાન માણસને સોંપીશું? હમેશાં ઉદ્યોગીનેજ સોંપીશું. વળી કોઈ

માણુસને પરણવું હોયતો પ્રથમ રૂપ વિગેરેનો તપાસ લોક કરેછે પણ તે વાત કાંઇ વધારે લાભકારક નથી. એમ કરવાથી ગેર ફાયદા અમારી નજરે થએલા જોયેલાછે, કોઇ કોઈ વાર તો રૂપવાન બૈરીઓ કેટલાક લાવેલા અને તેઓને પાછળથી અડધું કાચું ને અડધું પાકું એવું ખાવું પડેલું કારણકે તેમની બૈરીઓ ફક્ત જોવાની બૈરીઓ થઇ પડેછે અને અંતે પોતાને હાથે ઘરકામ એવું કરવુ પડેછે કે તેથી ન પરણ્યા હોયતોએ સારૂં. વળી ઘોડો આપણે લેઇએ છીએ તેને પણ પ્રથમ દોડાવીને લેઇયે છીએ કાંઇ એકલો દેખાવડો હોય તેને લેતા નથી. માટે માણસનું ખરૂંરૂપ તે પણ ઉદ્યોગજછે. ઇંગ્રેજીમાં એક એવી કહેવતછે કે "Need is the mother of invention." તેઉપરથી પણ ઉદ્યોગની લાભકારકતા સિદ્ધ થાયછેઃ તે કેહેવતનો અર્થ એવો છે કે જરૂર નવા શોધની મા ( મૂળ ) છે; આ અર્થ ઉપર વિચાર કરશોતો માલમ પડેશે કે જરૂર ઉત્પન્ન થાયછે એટલે માણુસ જરૂર પૂરી પાડવાને માટે કાંઈ, પ્રયત્ન એટલે ઉદ્યમ કરેછે અને ઉદ્યમ કરતાં કરતાં કોઇ શોધ થઈજાયછે. એ ઉપરથી માણુસે એમ ન સમજવું કે જરૂરથીજ શોધ થાયછે. માટે જરૂર પડેતો ઉદ્યોગ કરવો અને તેમ કરતાં શોધ થાયતો થાય નહીં, તો હરકોઈરીતે આપણી જરૂર ઉદ્યોગ પુરી પાડી શકે. વળી તે શોધ થયા પછી પણ થોડો અથવા ઘણો ઉદ્યોગ કરવો જોઇએ, નહીંતો શોધ કાંઇ લાભ કરીશકે નહીં. કારણ કે સંચાથી વણવાનો શોધ હાલ થયોછે. પણ તે સંચાને ગોઠવવામાં તથા તેની અંદર તેલ ઉંજવામાં, લાકડાં વિગેરે નાખીને અગ્નિ સળગાવવામાં અને તે શિવાય અનેક કામમાં અનેક માણસોને ઉદ્યોગી જોઈએ છીએ તો થોડા વખતમાં ઘણું કામ થઈ શકેછે; પણ શોધ થયાપછી આવીરીતે કાંઇ ઉદ્યોગ ન કરવામાં આવે તો પછી કાંઇ કામ થઈ શકે નહીં, માટે ખરૂંજોતાં આદિ મધ્ય અને અંતે ઉદ્યોગજ ફળદાતા છે. એક સંચાની મદદ વડે પચાસ મણ બોજો એક માણુસ ઊંચો કરી શકે એમ હોય પણ માણુસ જો તેને ચલાવવાનો ઉદ્યમ ન કરેતો એક માણુસ પોતાની એકલી મહેનતથી જેટલો બોજો ઉચકી શકે તેટલો બોજો પણ ઉચકી શકાય નહીં. ઉદ્યોગના જેવી એકે કસરતશાળા

નથી. માણુસ પોતાની તંદુરસ્તી સારી રાખવાને કોઈ કસરતશાળા-માં જાય તો તેની તંદુરસ્તી સારી રહે પણુ તેના ઉપર ખોરાક ખાવાનું તે કસરત કરવાથી ન મળે, પણુ તેને માટે બીજું કાંઇ કામ કરવું પડે. પણુ જો શરીરનો ઉદ્યોગ કાંઇ કરેતો પ્રથમતો તેના શરીરની તંદુરસ્તી સારી રહે અને તેજ વખતે પૈસાની પણુ પ્રાપ્તિ થાય માટે ઉદ્યોગ બન્ને કામનોછે. સ્માઇલ્સ સાહેબ પોતાના "સેલ્ફહેલ્પ" નામના પુસ્તકમાં ઉદ્યોગ વિષે લખેછે કે " By labour the earth has been subdued and man redeemed from barbarism; nor has a single step in civilization been made without it. "=મહેનતથી પૃથ્વી તાબે કરવામાં આવીછે અને માણુસો જંગલી અવસ્થામાંથી છોડવવામાં આવ્યાંછે; અને સુધારાની અંદર એક પણુ પગલું ઉદ્યમ વગર ભરાયું નથી. જુઓ કે જે જે સુધારાના આગેવાન થયાછે તેઓને સુધારો ફેલાવવામાં થોડો યત્ન કરવો પડયો નથી, અને થોડું ધૈર્ય અને ખંતી પણું રાખવું પડયું નથી; માર્ટિન લ્યુથર નામનો યુરોપખંડમાં મ્હોટામાં મ્હોટો સુધારો કરનાર થએલો છે તેનો પોતાના સુધરેલા મતોને પ્રસારવામાં પરિશ્રમ ઇતિહાસ ઉપરથી જણાઇ આવેછે. ત્યારબાદ સૃષ્ટિની શરૂઆતમાં લોકોની કેવી હાલત હશે તે હરેક માણુસને વિચાર કરતાં માલમ પડી આવશે. એવી હાલતમાં પણુ માણુસોને કાંઇ ઉદ્યમ કરવાની જરૂર પડી હશે અને એમ કરતાં કરતાં જેમ વધારે ઉદ્યમે તેઓ ચઢયા, તેમ તેમ તેમની હાલતમાં સુધારો થયો અને હાલ જે સુધારો યુરોપ અને અમેરિકા ભોગવેછે તે પણુ તેમના અત્યંત ઉદ્યોગ અને ધૈર્યને લીધે. ત્યારે જે વખતે સૃષ્ટિની શરૂઆત હશે તે વખતે કાંઇ માણુસને મ્હોટાં કામોમાં ઉદ્યમ કરવાનો નહીં હોય પણુ નાના નાના કામોમાં ઉદ્યમ કરવાનો હશે અને પછીથી મહત્ કામોમાં ઉદ્યોગ કરવાની વેળા આવી હશે. આ ઉપરથી એક ખરેખરી શિખામણુ લેવાની છે તે એકે, "માણુસો નાના નાના કામોમાં જે ઉદ્યોગ કરેછે, તે ઉદ્યોગ મ્હોટાં મ્હોટાં કામોની અંદર કરવાના ઉદ્યોગના રસ્તાનું દ્વારછે" એવો રેવરન્ડટોડ સાહેબનો મત વખાણુવા લાયક અને અનુભવીછે, તથા તે આપણુને ઘણી અગત્યની શિખામણુ આપે છે. કેવી રીતે કે એકડે

એક ભણવામાં જે મહેનત કરી હોય તેજ મહેનત બીજા ભારે આંક ભણવાની મહેનતની મદદગારછે અને કેટો તે બીજા અનેક પુસ્તક વાંચવાને મદદગારછે. હવે તેવીજ રીતે આપણા નહાનપણની અંદર કરેલો ઉદ્યોગ મોટપણમાં કરવાના ઉદ્યોગનું મૂળછે, માટે મૂળ સુધારવું; કારણ કે "ઘર બગડી સુધરે નહીં." વળી સ્માઇલ્સ સાહેબ કહે છે કે "Labour is not only necessity and duty, but it is a blessing" મહેનત ફકત જરૂરાઆત અને ફરજ નથી પણ એક તરેહનું સુખછે; એ વાત ઉપર આપણે જે બાબતો કહી ગયા તે ઉપરથી સિદ્ધ થાયછે. અને વળી તેજ ગ્રંથ કર્ત્તા કહેછે કે " Certain it is that no bread eaten by man is so sweat as that earned by his own labour whether bodily or mental" તે વાતનો નકીછે કે તનની અથવા મનની મહેનતથી કમાએલા રોટલાના જેવો મીઠો રોટલો માણસને બીજો કોઈ ખાવાનો મળતો નથી. માણસને ડહાપણ ઉદ્યમથીજ મળેછે; કારણ કે સ્માઇલ્સ સાહેબ લખેછે કે ‘ In the school of labour is taught the best practical wisdom’ મહેનતની શાળામાં ઉત્તમ અને વ્યવહારિક ડહાપણ શિખવાય છે. બીજી નિશાળોમાં ભણવા જતા પહેલાંજ ઉદ્યોગની નિશાળે બેસવું જોઇએઃ અર્થાત્ ઉદ્યોગ કરતાં શિખવું જોઈએ; કારણ કે ઉદ્યોગની ટેવ શિખ્યા વગર નિશાળમાં જઇ કોઇપણ માણસ કાંઇ અજવાળી શકે નહીં.

વળી ઉદ્યોગને લીધે શૌર્ય પણ ફાયદાકારક છે, અને ઉદ્યોગ વગરનું શૌર્ય તો ઉડભંગતા જેવું ગણાય. જુઓ કે ઘણા માણસો શૂરવીર થએલા છે, પણ જૂઓ, કેટલા માણસો તેમાંથી અમર નામ કરી ગયા છે ? ઘણા થોડાજ. કારણ કે શૂરા તો ઘણા થએલ છે પણ ઉદ્યોગી થઇને પોતાના શૌર્યને દીપાવી આપવું એ કામ થોડાથી બની શક્યું છે. જુઓ કે કોઇ માણસ શૂરવીર હોય પણ જો આળસુ હોય તો શું કરી શકે ? આળસમાંને આળસમાં જ્યાં સુધી શત્રુઓ આવીને ઉપર પડે ત્યાં સુધી બેશી રેહે, તો પછી એનું શૌર્ય શું ધોઈ પીવાના કામમાં આવવાનું હતું ? આપણા હિંદુ ભા-

ઈઓ પ્રથમથી નિરૂદ્યોગી થઇને આળસુ બની ગયા અને આળસુ થ-વાથી આપણા શૂરા રજપુતોનું શૌર્ય કાંઇ ઉપયોગમાં ન આવ્યું, અ-ને પરદેશી રાજાઓના છતે શૌર્યે ગુલામ થઇને રેહેવું પડયું. તે શિવાય મુસલમાન રાજાઓનું પણ આળસથીજ રાજ્ય ગયું; અને હાલ ઉદ્યોગને બળે વિલાયતવાસી ઇંગ્રેજ લોકનું રાજ્ય સૂર્યની માફક પ્રકાશ પામી રહ્યું છે. આપણા દેશના પુરાતન રાજાઓ ઉદ્યોગના ખરેખરા સેવક હતા, અને પોતાના રાજ્યમાં પણ ઉદ્યોગનો પ્રસાર કરવામાં તેઓ ઘણી મેહેનત લેતા, અને ઉદ્યોગી નરોને તેઓ સારા સારા બદલા આપીને બીજાઓને ઉદ્યોગી થવાને ઉશકેરતા; અને ભોજ રાજા વિષે તો એમ ઘણું સંભળાય છે કે માણસને કાંઇ પણ કળા કૌશલ્યમાં નિપુણ હોય તોજ તે પોતાના નગરમાં વસવા દેતો, અને નકામા આળસુ માણસોને તે નગર બાહાર કાઢી મુકતો. તે પોતાની પાસે તો ઉદ્યોગી, ડાહ્યા અને વિદ્વાન પુરૂષો તથા નારીઓને રાખી તેમને તેમના શ્રમના બદલામાં પુષ્કળ વિત્ત અને વૈભવ આપતો. અહો! જ્યારે આવા નરપતિઓ આર્યવૃત્તને શોભા આપનારા હતા, ત્યારેજ આ દેશનાં ઉદ્યમ પોતાના ખરેખરા જોસમાં ચાલ્યો જતો હતો અને દેશ પણ વિત્ત, વૈભવ, યશ અને સદ્ગુણથી ભરપૂર હતો, પણ હવે વિચાર કરો કે રાજા એવા ઉદ્યમી નરોને શા માટે આશ્રય આપતા હતા અને નિરૂદ્યોગી જનોને શા માટે ધિક્કારીને પોતાની હાજરીમાંથી દૂર કરતા હતા? અર્વાચીન રાજાઓની પેઠે ઉદ્યોગના અનુપમ ગુણ જાણ્યા વગર આળસુ અને તડાકી માણસોની સંગતમાં મોજ માની ઉદ્યોગી નરોનો અનાદર કેમ નહોતા કરતા? એક સાધારણ બુદ્ધિવાળો માણસ પ્રશ્નનો ઉત્તર સેહેલાઇથી દેઈ શકશે. તે આ પ્રમાણેઃ—તેઓ જાતે ઉદ્યોગી હતા માટે તેઓ ઉદ્યોગી જનોના ગુણજ્ઞ હતા. અને સમજતા હતા કે આપણી રૈયતનો જેમ મોટો ભાગ ઉદ્યોગી થશે તેમ આપણા દેશની આબાદાની અને કીર્તિ ઉત્તરોત્તર વધતી જશે. માટે આ ઉપરથી સૂચના એટલીજ છે કે આપણા દેશના રાજાઓ પણ પોતે ઉદ્યોગી થાય તો તેમનાથી તેનાં સારા ફળ ચખાય અને પોતે ચાખે તો ઉદ્યોગની કદર જાણનાર થાય અને

કદર જાણે એટલે આશ્રય મળવાથી હજારો લોકો ઉદ્યોગ લઈ બેસે; એટલે આપણા દેશની ચઢતી થાય આગળના રાજાઓએ ઉદ્યોગ આ-શ્રય આપી આપીને એટલો વધાર્યો હતો કે જતાં જતાં તેનો જે ભા-ગ રહ્યો છે તે વડે આપણે હાલ પર્યંત કાંઈક સુખ અને સગવડ મેળ-વીએ છીએ. વળી કેહેવત છે કે "यथा राजा तथा प्रजा" માટે રાજા જો ઉદ્યોગી અને ઉદ્યોગીનો ગુણજ્ઞ હોય તો પ્રજા પણ તેવીજ સારી થાય. એવીજ વાત આપણા દેશના શ્રીમાન્ પુરૂષોને પણ લાગુ પડે છે, કે તેઓએ પણ ઉદ્યમી થઇ તે ઉદ્યોગી પુરૂષોને પો-તાના વિત્ત વડે પોતાના દેશના હિતને માટે ઉત્તેજન આપવું જોઇ-એ. જેમ સૂર્યનાં કિરણ પાવકોત્પાદક કાચમાં થઇને પડે તો વધારે શક્તિવાન અને રૂને દહન કરનાર થઇ પડે છે, તેમ ઉદ્યોગ પણ જેમ જેમ સમર્થ પુરૂષ દ્વારાએ પ્રસરે તેમ તેમ વધારે લાભકારક અ-ને દારિદ્રને દહન કરનાર થઈ પડે, માટે અમે ઇશ્વર પાસે માગીયે છીએ કે આ દેશના સર્વ શ્રીમંતો અને રાજા રજવાડાઓ ઉદ્યોગી ને ઉદ્યોગોત્તેજક થાઓ. આ દુનિયામાં જે કાંઈ કામ કરવું હોય છે તેમાં આપણને અનુભવની જરૂર પડે છે. અનુભવ વિના કાંઇ પણ કાર્ય સચરાચારે થઈ શકતું નથી, અને જો ફક્ત એકલા અનુભવ ઉપરથી કાંઇ કાર્ય આરંભે છે તો પછી તેનો પરિણામ ઘણો વિપરીત અ-ને હાનિકારક થાય છે. હવે એ અનુભવ કયાં કયાં સાધનોથી પ્રાપ્ત ક-રી શકાય અને વ્યવહારમાં શી રીતે નિર્વિઘ્નતાથી વર્તી શકાય? તો સર્વ જનોએ નિશ્ચય સમજવું કે, તે અનુભવ અભ્યાસે મળે છે. અ-ને પુનઃ પુનઃ ઉદ્યમ કરવો તેનુંજ નામ અભ્યાસ છે, તે માટે સર્વ કાર્યમાં અગત્યનો અમૂલ્ય અનુભવ પણ ઉદ્યમથીજ સાધ્ય છે. જુઓ કે જ્યારે કોઇ પણ માણસ કાંઇ કાર્યમાં ઉદ્યમથી તેનું પરિણામ થાય ત્યાં સુધી મચ્યો રેહે અને અન્તે તેનાં જે ફળ થાય તેનો યથાર્થ વિ-ચાર કરીને જે નિશ્ચય કરે તેને અનુભવ કહીએ છીએ. જે કાંઇ સાં-ભળવાથી કે વાંચવાથી જે જ્ઞાન મળે છે તેતો શાબ્દજ્ઞાન કેહેવાય પણ કાંઇ અનુભવ જ્ઞાન કેહેવાય નહી. અને શાબ્દજ્ઞાનથી કાંઇ પણ ફાયદો થતો નથી. ઉદાહરણ તરીકે કોઇ કહે કે બરફી આમ થાય છે, પણ

જ્યાં સુધી બરફી બનાવવાના પ્રયત્નમાં લાગ્યા ન રહે, જ્યાં સુધી યથાર્થ બરફી બને ત્યાં સુધી ઉદ્યમ ન કરે તો કાંતો બરફી બનીજ ન શકે અથવા તો જેવી જોઈએ તેવી ન થાય, અને જેવી જોઇએ તેવી ન થાય એટલે બરફી વડે જેટલો લાભ તે મેળવવા ઇચ્છતો હોય તેટલો મળે નહી.

વળી વ્યવહારમાં અનુમાન કરવાની કોઈક વખત જરૂર પડે છે એમ સર્વેને ખબર હશે. અનુમાન પણ કરતાં આવડવું જોઇએ. નહીં તો તેથી થતા લાભને બદલે ઉલટી હાની થઇ જાય. હવે ખરૂં અનુમાન કરતાં ક્યારે આવડે? તે વિચાર કરતાં સ્પષ્ટ જણાશે કે જે માણસ અનુમાન કરીને પોતે અજમાવી જુએ અને જે જે પરિણામ થાય તે તે ઉપર નજર રાખીને બીજી વાર અનુમાન કરવું પડે તો કરે; અને આવી રીતે ઘણી વાર જો કરે તો પછી તેને ખરા રીતે અનુમાન કરતાં આવડે, અને અનુમાન કરવામાં વિચારમાં ભૂલ ખાય નહીં. આ ઉપરથી આપણને તરત માલુમ પડશે. ઉદ્યોગી માણસને આવી રીતે ખરો તર્ક બાંધવાની જરૂર પડે છે; એવા પ્રયોગો અગણિત વાર તેના કરવામાં આવે છે, તેથી તે અનુમાન કરવામાં પણ હુંશિયાર થાય છે. અને જ્યારે અન્ય લોકો વ્યવહારમાં ગુંચવાય છે ત્યારે તે પોતાનું કામ ખરા તર્કના અને અનુભવના બળથી ધારજથી અંત પર્યંત બજાવીને અનંત લાભની પ્રાપ્તી કરવાને શક્તિમાન થાય છે. ઉદ્યોગ મનુષ્યોને સંપથી એક બીજા સાથે રેહેવાનું શીખવે એ પણ નીચેના વળાણ ઉપરથી માલુમ પડશે. અમારી આ પ્રમાણે કરેલી દરખાસ્ત ઉપરથી કોઇના મનમાં એવો વિચાર ઉત્પન્ન થશે, કે જે સંપ વિના આપણા દેશી બંધુઓના જંપનો અંત આવ્યો, બળનો અંત આવ્યો અને ધરનો અંત આવ્યો અને સ્વતંત્રતાનો અંત આવ્યો તથા હાલના સરખી શોચનીય સ્થિતિ આવી પડી, તે સંપ ફક્ત ઉદ્યમજ ફરીને ઉત્પન્ન કરી શકે, અને સંપને લીધે ફરીને આપણા દેશમાં ગયેલાં સુખો પાછાં આવે, અને આર્યદેશનો પુનરોદ્ધાર થાય, એ વાત તે શી રીતે સિદ્ધ થાય? તો અમે માત્ર એટલુંજ કહીએ છીએ કે આગારા નીચેના લખાણ ઉ-

પર ઊંડો અને નિષ્પક્ષપાત વિચાર કરશો તો અગારૂં કેહેવું તમને સત્ય લાગશે. જુઓ કે આ જગત્‌માં ઘણી જાતનો ઉદ્યમ થાય છે, અને તે નાના પ્રકારના ઉદ્યમથી નાના પ્રકારનો માલ અને લાભ ઉત્પન્ન થાય છે. આ સઘળો માલ અને લાભ લોકો પરસ્પરના સુખ માટે એક બીજાને આપે છે અને લે છે, અને આવી રીતનો સંબંધ ઘણો કાળ રેહેવાથી એક બીજામાં સંપ થઇ જાય છે. વળી હાલ પણ આપણે જોઇએ છીએ કે દુનિયામાં જે પ્રજા સૌથી ઉદ્યોગી છે, તેજ સૌથી સંપી પ્રજા છે. બીજું વળી એ છે કે ઉદ્યોગ વિના સંપ ધીમે ધીમે ઘટતો જાય છે, અને ઉદ્યોગથી વધતો જાય છે, જુઓ કે ઉદ્યોગ વિના લોકો નારા અને રખડતા થઇ જાય છે અને ગુજરાન ચલાવવાનાં સાધનો ન મળવાથી એક બીજા સાથે લઢાઇ અને ફીતૂર કરે છે, અને આથી સંપ ધીમે ધીમે ઘટી જઇને કુસંપ થઇ જાય છે; અને છેવટે પ્રજાની જંગલી અવસ્થા થઇ જાય છે. આને માટે જો ઉદાહરણ જોઇએ તો જંગલી અમેરિકન લોકોની સ્થિતિ વિષે વિચાર કરતાં સહજ માલમ પડી જશે. જુઓ કે તે લોકો એક બીજા સાથે નિરૂદ્યમી હોવાથી વારંવાર ટોળીબંધ એકઠા થઇને લઢતા હતા, અને ઘણી વાર માર્યા જતા હતા. પહેલા આપણા દેશના કોળી લોકો અને બીજા નિર્વાંવર્ણનાં લોકો પણ ઉદ્યમ વિના ટંટા ફીતૂર કરતા હતા, પણ સડકો વિગરે બાંધકામ કરવામાં હાલ તેઓ સરકાર તરફથી મજૂરીએ લગાડવામાં આવ્યાછે, અને તેથી કરીને હાલ કાંઇ ટંટા ફીતૂર થતાં નથી, અને સર્વ સ્થળે ઘણું કરીને સુલેહ ચાલે છે. ત્યાર બાદ હાલના વખતમાં જે લોકોને કાંઈ ઉદ્યમ નથી અથવા તો ઉદ્યમ છે તોપણ જેઓ ઉદ્યમ કરવાને ઇચ્છતા નથી તે લોકો ટંટા ફંટા કરવામાં અને મા દીકરાને, બાપ દીકરાને, ભાઈ ભાઇને અને પાડોશી પાડોશીને લઢાઇ કરાવી કુસંપ કરાવવામાં વખત ગુમાવીને અને અન્ય જનોનું અશુભ કરીને તેઓનું પાપી પેટ ભરે છે; એથી સજજનોને કંપારી વછુટે છે. આ બધું શાથી થાય છે? ફક્ત નિરૂદ્યોગીપણાને લીધેજ. હે આ દેશના શ્રીમંત સજ્જનો! જો તમે આપણા દેશનું ભલું ઈચ્છતા હો અને દેશી લોકોમાં સંપનો પ્ર-

ક્ષાર કરવાને ઇચ્છતા હો તો ઉપર કહેલા નાદાન લોકોને હરકોઈ પ્રકારે ઉદ્યમે લગાડો. વળી જો લોકોમાં ઉપર કહ્યા પ્રમાણે સંપ થયો એટલે તેઓના મનમાં સ્વદેશાભિમાન પણ ઉત્પન્ન થવાનું અને સ્વદેશાભિમાનની સાથે શૌર્ય વિગરે સારા ગુણો બહુ ચળકી નીકળવાના. માટે આ સઘળી વાતો ઉપરથી એમ સિદ્ધ થાય છે કે સંપ, સ્વદેશાભિમાન, તથા શૌર્ય વિગરે સઘળા સદ્ગુણો જે હરેક દેશની ઉન્નતિનાં સાધન છે તે ઉદ્યમથી ઉત્પન્ન થઇને દૃઢ થાય છે.

હે ભાઇઓ અભ્યાસથી સર્વ વાતની સિદ્ધિ થાય છે. અભ્યાસ પણ ઉદ્યમનું એક રૂપ છે. તે અભ્યાસનું સાધારણ નામ માહાવરો. માહાવરો એ શબ્દનો ટેવ એવો અર્થ થાય છે. માહાવરો અને સાધારણ ટેવ એમાં ફેર છે. એકજ બાબતમાં સિદ્ધિ મેળવવાને વારંવાર ઉદ્યમ અથવા તો યત્ન કરવો તેનું નામ માહાવરો અથવા અભ્યાસ કરવો. અભ્યાસથી સર્વ વાત સાધ્ય છે, અભ્યાસ અતિ લાભકારક છે અને અભ્યાસ કરવો એ દરેક માણસનો ધર્મ છે એમ આપણા અસલના ઋષિ મહાત્માઓનો પણ મત હતો એ દર્શાવી આપવાને યોગવાશિષ્ટ નામના સદ્ગ્રંથના થોડાક શ્લોકો તેમના ભાવાર્થ સહિત અત્રે નીચે મૂકવામાં આવે છે. પુનઃ પુનઃ અભ્યાસ કરવાનું માહાત્મ્ય તે ગ્રંથના કર્તા ઋષીશ્વર વાલ્મિકિએ એટલું બધું અગત્યનું ધારેલું છે કે તેની પ્રશંસામાટે **अभ्यासप्रशंसा नामनो** ૬૨મો સર્ગ જૂદોજ કાઢેલો છે.

**श्लोक**

**अज्ञोपिततज्ञतामेति । शनैःशैलोःपिचूर्ण्यते ॥**
**बाणोऽप्येतिमहालक्ष्यं । पश्याभ्यासविजृंभितम् ॥१॥**

**श्लोकः २२ मः**

ભાવાર્થ—અત્યંત જો પુરૂષાર્થ કરે તો અલ્પ બુદ્ધિમાન્ પુરૂષ જે કાંઇ પણ ન જાણતો હોય તે હરેક શાસ્ત્ર ભણવામાં ફતેહ પામે, અને અન્તે મોટો તત્વવેત્તા થાય. અને જો એક પહાડને પણ ચુરો કરવાને ઇચ્છે તો પ્રયત્ન કરતાં ધીમે ધીમે તેનો ચુરો થઈ જા-

યત્ન. જો કોઇ પુરૂષ રોજને રોજ પ્રયત્નથી અભ્યાસમાં મચ્યો રહે તો બાણવિદ્યામાં પણ એટલી કુશળતા મેળવે કે ગમે તેટલું દૂરનું અને અઘરૂં નિશાન તોડવું હોય તો તેને પણ તોડી પાડયા વગર રહે નહીં. અહો ! જુઓ હમેશના પ્રયત્નનું કેટલું બળ છે ! વળી તે મહર્ષિ આપણને પૂર્ણ ખાતરી કરીને કહેછે કેઃ—

**पुण्यानियान्ति वैफल्यं । वैफल्यं यान्तिमातरः॥**
**भाग्यानियान्ति वैफल्यं । नाभ्या सस्तु कदाचन॥२॥**
**यो.वा.सर्ग ६७**
**श्लोकः३२**

આપણે કરેલાં અનેક પ્રકારનાં જે પુન્યો તે પણ કોઇ કાળે નિષ્ફળ થઇ જાય. કોઇ કોઇવાર દેવદેવીઓની સેવા કરેલી પણ ફળ દાયક નથી. કોઇ કોઇવાર કાંઇ કાર્ય કરવાને માટે આપણે ધનપણ ખરચ કરીએછીએ, પણ આપણું કાર્ય નથી બનતું અને આપણી ધારણા નિષ્ફળ થાયછે. પણ આપણે હરકોઈ કાર્ય કરવામાં જો પ્રયત્નથી તેના ને તેના અભ્યાસમાં મંડયા રહ્યા, તો આપણને તેનું ફળ મળ્યા વગર રહે નહીંજ. માટે આ જગત્માં સઘળા ઉપાય મિથ્યા જાય પણ ઉદ્યમ કરેલો કોઇ પણ દિવસ મિથ્યા નિવડતો નથીજ એ ઉપલ્યા શ્લોકનો ભાવાર્થછે.

**दुःसाध्याः सिद्धियान्ति। रिपवोयान्ति मित्रताम् ॥**
**विषाण्यमृततांयान्ति।सतताभ्यास योगतः॥३॥यो.वा.स.६७**
**श्लोकः ३३**

ભાવાર્થ—વળી તેજ ઋષિરાજ કહેછે કે જે લોકો કોઈ પણ રીતે રિજવીને વશ ન કરાય તેવા હોય તેઓ પણ જો તેમને વશ કરવાનો ઉદ્યમ કરવામાં આવે તો નિઃસંશય વશ થઇ ગયા વગર ન રહે. શત્રુ હોય અને તેની સાથે મિત્રતા કરવાનો ઉદ્યોગ અહર્નિશ કરે તો અંતે તે પણ સર્વ વૈરનો પરિત્યાગ કરીને મિત્રતાને પામી જાય. વળી જો કોઇ માણુસ ઝેરને પણ અમૃત કરવાનો ઉપાય ઉદ્ય-

મથી કર્યા કરે તો અત્યંત તેવા અભ્યાસના યોગથી અમૃત થઈ જાયજ. કારણ કે આપણ સર્વને ખબરછે કે જે ધાતુઓ અને જે ઝેરી ચીજો આપણે એમને એમ ખાઈએ તો નક્કી શરીરે ફૂટી નીકળે અને મરી જવાય તેજ ધાતુઓ અને ઝેરી ચીજોને અનેક પ્રકારના રસાયણિક ઉપાયો લગાડીને અને તેના ઉપર કેટલાક વખત સુધી મહા મહેનત કરીને એવી રીતે તો પરિપક્વ કરવામાં આવે છે કે જે ખાવાથી શરીરને અમૃત ભક્ષણ કર્યા જેટલી શક્તિ આપેછે અને નિરોગ બનાવી દેછે અહો ! પુરૂષાર્થનો પ્રભાવ !

**येनाभ्यासः परित्यक्तः इष्टेवस्तुंनिसोऽधमः॥**

**कदाचिन्न्रादाप्नोति वंध्याखततयंयथा ॥ ४ ॥**

**यो. वा. सर्ग ६७ श्लोक ३४**

ભાવાર્થ—વળી કહેલુંછે કે જે કોઇ પુરૂષ ઇચ્છેલી વસ્તુની પ્રાપ્તિ કરવામાં અભ્યાસને તજીદેછે એટલે યત્ન નથી કરતો તે પુરૂષને નીચ જાણવો. અને જેવી રીતે વાંઝણી નારીને કોઇ પણ દિવસ સંતાન નથી થતું તેવી રીતે ઉદ્યોગહીન પુરૂષને પોતાની ઈષ્ટ વસ્તુ પ્રાપ્ત નથી થતી.

**इष्टेवस्तुनिनाभ्यासं । यःकरोतिनराधमः ॥**

**सोऽनि निष्टमाप्नोति । नरकान्नरकान्तरम् ॥५॥**

**यो. वा. सर्ग ६७ श्लोक ३६**

ભાવાર્થઃ—વળી એવું પણ વચનછે કે, જે નાદાન પુરૂષ ઇચ્છેલી વસ્તુ મેળવવામાં પુનઃ પુનઃ ઉદ્યોગથી મંડયો નથી રહેતો તેને ઇષ્ટ વસ્તુ તો મળતી નથીજ પણ ઉલટુ તેનું અશુભજ થયા કરેછે અને તેને એક પછી એક નરક એટલે મહાસંકષ્ટની પ્રાપ્તિ થતી જાયછે; માટે ઉદ્યોગનો પરિત્યાગ અતિશય દુઃખ દાયીછે.

**सर्वस्यजन्तु जातस्य सर्ववस्तववभासने ॥**

**सर्वदैवैकएवोच्चैर्जयत्यभ्यासभास्करः ॥ ६ ॥**

**यो. वा. सर्ग ६७ श्लोकः ४१**

ભાવાર્થ—સર્વ પ્રાણિને સર્વ વસ્તુઓની સિદ્ધિ થયેલી જોવા-ને માટે હમેશાં અભ્યાસ રૂપી સૂર્ય શક્તિમાન્ કરે છે. એવું ઢંઢે-રો પીટાને ઉંચે સાદે કહીએ છીએ. જેવી રીતે કોઇ વસ્તુ અંધારામાં પડેલી હોય તે વસ્તુ આપણાથી દેખાતી નથી પણ જ્યારે સૂર્યનો પ્રકાશ થાય છે ત્યારે આપણાથી તે વસ્તુ યથાવત્ જણાય છે. તેવીજ રીતે જે વસ્તુ આપણે સ્વપ્નામાં પણ દીઠી ન હોય તેવી વસ્તુઓ ઉદ્યોગના પ્રભાવથી થએલી આપણી દ્રષ્ટિએ પડે છે માટે ઉદ્યોગ અથવા આ શ્લોકમાં વાપરેલા અભ્યાસ શબ્દને સૂર્યની સાથે સરખાવ્યો છે. હાલના જમાનામાં યુરોપ વિગેરે ખંડમાં કેટલીક જાત-ની અપૂર્વ બનાવટો ઉદ્યોગથી કરાયલી એવું આપણે ઘણી વાર પ-ત્રોમાં વાંચીએ છીએ, અને જેઓ ત્યાં જઇ આવે છે તેઓએ નજ-રે પણ દીઠેલ છે.

**पुनःपुनश्चकरणमभ्यासइतिकथ्यते॥**

**पुरुषार्थसएवेहतेनास्तिनविनागतिः॥ ६ ॥**

**यो. वा. स. ६७ श्लोक ४२**

હવે અભ્યાસ એ શબ્દ વારંવાર ગ્રંથમાં વાપરેલો હોવાથી તે શબ્દના અર્થમાં વખતે વાંચનારને સંદેહ ઉત્પન્ન થાય માટે તેજ ગ્રં-થમાં અભ્યાસ એ શબ્દની વ્યાખ્યા આપેલી છે, તે ઉપર લખેલો શ્લોક છે, માટે તેનો ભાવાર્થ અત્રે મૂકવામાં આવે છે તે નીચે પ્ર-માણે—ફરી ફરીને કામમાં જે મંડયા રહીને ઉદ્યોગ કરવો તેનું ના-મ અભ્યાસ છે અને તેનેજ ( **इह** ) આ ગ્રંથમાં પુરૂષાર્થ કહેવામાં આવે છે. અને તે પુરૂષાર્થ કર્યા શિવાય કોઇ પણ આ જગત્‌માં કાંઇ પણ સિદ્ધ કરે તેમ નથી. વળી તે ગ્રંથમાં **अभ्यास प्रशंसा सर्ग**ની સમાપ્તિમાં પુરૂષાર્થની વ્યાજબી તારીફમાં આ નીચેનો શ્લોક મુકેલો છેઃ —

**अभ्यासभास्वतितपस्वनौवनेय ।**

**वीरस्यसिद्धतिचयन्नतदस्तिकिंचित् ॥**

**अभ्यासतोभुविभयान्यभयीभवन्ति ।**

सर्वासुपर्वतगुहास्व पिनिर्जनासु ॥

यो. वा. स. ६७ श्लोकः ४६

ભાવાર્થઃ—જ્યાંસુધી અભ્યાસ રૂપી સૂર્ય પ્રકાશે છે, અર્થાત્ જ્યાં સુધી મનુષ્ય પુનઃપુનઃ ઉદ્યમ કરે છે, ત્યાં સુધી તો આ જગત્-માં માણસ સિદ્ધ ન કરી શકે એવી એક વસ્તુ નથી; ઉદ્યમથી મનુષ્ય સર્વ કાર્ય કરી શકે. પર્વતની ગુહામાં કે જ્યાં કોઇ મનુષ્ય જાતની વસ્તી નથી હોતી ત્યાં અને અન્ય સઘળે ઠેકાણે પણ મ્હોટાં સંકટો પણ ઉદ્યમ કરતાં કરતાં દૂર થઇ જાય છે. નિર્જન દેશમાં પણ માણસ ઉદ્યોગથી સર્વ ભય નિવારણ કરી શકે છે એમ કહેવામાં ગ્રન્થકર્ત્તાનું એ તાત્પર્ય રહેલું છે કે કોઇ પણ માણસ મદદ કરનાર ન-હોય તોપણ માણસ ઉદ્યોગથી ઘણું કરીને સઘળી બાબતમાં ફતેહ મેળવેછે. જુઓ કે આગલા ઋષિ લોકો પણ ઉદ્યોગને કેવો વખાણતા હતા ? અને હાલ તેમનાં વખાણ ઉપરથી આપણને સ્પષ્ટ માલુમ પડેછે કે તેઓ ઉદ્યોગના ખરેખરા સેવક હતા. અને તેઓ ખરેખરા ઉદ્યોગી હોવાથીજ હાલ જે પુસ્તકો આપણે વાંચવાનેજ આળસ ખાઈ જઈએછીએ અને જે પુસ્તકોનાં કદ જોઈનેજ હેબક ખાઇ જઇએછીએ એવાં સુંદર અને કઠિણ તથા વિસ્તારવાળાં અનેક પુસ્તકો લખી શક્યા હશે. માટે આપણે આપણા પૂર્વજનો દાખલો લેઇ ઉદ્યોગી થવું જોઇએ અને આર્ય દેશની અવસ્થા સુધારી ઓપાવવી જાઈએ.

હવે ઉદ્યમ છે તે આપણો એક ખરેખરો સગો છે. કારણ કે શાસ્ત્ર કહે છે કે "नास्त्युद्यमसमो बन्धुः આ જગતમાં આપણે ઘણાં સગાં વહાલાં હોય છે પણ તેઓતો જ્યાં સુધી આપણી પાસેથી કાંઇ પણ ખાવાનું મળે ત્યાં સુધીજ સગાઇ રાખીને બોલાવેચલાવે અને આપણે ઘેર આવે જાય, પણ વખતે આપણે જો કરજ તળે આવી જઇએ, તો કોઇ રસ્તે મળ્યા પણ બોલાવે નહિ, અને આડુ જોઇ ચાલ્યા જાય; કારણ કે તેમના મનમાં પછી તો એમ આવે કે આપણી પાસે તે કાંઇ માગશે. આવે વખતે આપણને કરજમાંથી

કે કોઈ સંકટમાંથી કોણ મુક્ત કરે? હવે કોની સહાયતા લેવી? આવી હાલતમાં પણ જો આપણે કેડકશીને ઉદ્યમમાં મંડયા રહીએ તો ધીમે ધીમે સંકટ પાર ઉતરી જઈએ અને ફરીને પણ આપણી આબાદાની થાય, અને પાછાં તેનાં તે સગાં આપણી પ્રતિષ્ઠા પાળે માટે સાચો સગો ઉદ્યમજછે. કારણ કે જો આપણને ઉદ્યમ તજી દેતો બીજાં સગા પણ આપણને તજી દે, અને બીજાં સગાં આપણને તજી દે પણ જો આપણને ઉદ્યગ વળગ્યો રહેતો અંતે બીજાં સગાં પણ ચુમૈને આપણી પાસે આવે, માટે કોઈ પણ પુરૂષે ઉદ્યમને ન તજવો કારણ કે ઉદ્યમ એજ સર્વે લાભનું મૂળ છે; કારણ કે લૌકિક કહેવત પણ એવીજ છે કે " ફરે તે ચરે " અર્થાત્ જે માણસ ઉદ્યોગ કરે તેનેજ હરેક પ્રકારે પણ લાભ થાય. એજ કહેવતને અનુસાર મૂળ સંસ્કૃતમાં પણ અત્યંત ગંભીર અર્થના શ્લોકો છે. તે પણ પ્રમાણ દાખલ વાંચનાર સજ્જનોને માટે અત્રે મૂકવામાં આવે છે. તે શ્લોકો ઘણાં વૈદિક ભાગમાંના છે માટે વેદ પણ "ફરે તે ચરે" એ કહેવતને કેવો ટેકો આપે છે તે ખુલ્લી રીતે જણાઇ આવશે.

नानाश्रान्तायश्रीरस्तीतिरोहितशुश्रुम॥
पापोनृषद्वरोजनः इन्द्र इच्चरतः सखा ॥ २ ॥
ऐतरेयब्राह्मणः पत्रकः ७

જે કોઇ પુરૂષ શ્રમનથી લેતો તેવા પુરૂષને લક્ષ્મીનથી મળતી એવું અમે ઘણે ઠામે સાંભળ્યું છે. અને જે પુરૂપ એકજ ઠામે બેશી રહે છે અને શ્રમ નથી લેતો તેવો માણસ ખરેખરો પાપી છે. કારણ કે ઇંદ્રતો જે પુરૂષ પોતાની કાર્યસિદ્ધિ માટે ધાય છે તેનો મિત્ર એટલે સાહાય્યક છે. આ પ્રમાણે ઈંદ્રરાજાએ રોહિત જ્યારે તેની મદદ મેળવવા ઇચ્છતો હતો ત્યારે તેને કહ્યું હતું. એવી વેદમાં કથા છે. વળી ફરીને પણ ઇંદ્રરાજાએ પુરૂષ રૂપ ધારણ કરીને રોહિતનેકહ્યુંકે

पुष्पिण्यौ चरतोजङ्घे भूष्णुरात्माफलग्रहिः।
शेरेऽस्यसर्वेपाप्मानः श्रमेणप्रपथंहताः॥१॥ ऐ. ब्रा. प.७मुं.

ભાવાર્થઃ—જે માણસ પોતાના કાર્ય માટે ધાય છે, તેની બે જંઘાઓ ફળરૂપ હોય છેઃ અર્થાત્ જો કોઈ પણ માણસ પોતાને માટે કાંઇ મેળવવાને દોડે તો તેના પગને થાક લાગે છે તેના બદલામાં તેને ઈષ્ટ પ્રાપ્તિ થાય છેઃ અને જે માણસ મહેનત કરે છે તેનેજ ફળ મળે છે. કારણ કે જે માણસ પોતે ફાયદો મેળવવાને શ્રમ કરે છે તેની તે અડચણો સઘળી નાશ પામે છે. માટે આપણે ખાતરી રાખવી કે "**धावै सोहि ग्राव**" વળી પુનઃ ઈન્દ્રે પુરૂષાકૃતિ ધારણ કરીને રોહિતને કહ્યું કેઃ—

**आस्तेभगआसीनस्योर्ध्वस्तिष्ठतितिष्ठतः ।**
**शेतेनिपद्यमानस्य चरातिचरतोभगः ॥३॥ ऐ.ब्रा. पै.७मुं.**

જે માણસ બેશી રહે છે તેનું ભાગ્ય પણ બેશી રહે છેઃ અર્થાત ફળદાયી નથી થતું. જે માણસ ઉભો રહે છે તેનું ભાગ્ય ઉભું રહે છે એટલે કિંચિત ફળદાયી થાય છે. જે માણસ સુઈ રહે છે તેનું ભાગ્ય પણ સુતું ને સુતું રહે છેઃ અર્થાત્ સર્વદા લાભકારી નથી થતું, અને સુતો માણસ જેમ કાંઇ પુરૂષાર્થ ન કરી શકે તેવી રીતે સુતેલું ભાગ્ય પણ સર્વથા અત્યંત નિર્બળજ છે. અને જે માણસ ચાલે છે તેનું ભાગ્ય પણ ચાલતું છે એટલે સર્વતઃ બળવાન છે અને લાભ કરી શકેજ. આ શ્લોક ઉપરથી જે કર્મ વાદી હોય તેણે પણ શિખામણ લેવી જોઇએ કે કર્મ પણ પુરૂપાર્થને આધીન છે માટે જો ઉદ્યમ નહીં કરીએ તો ભાગ્ય શી રીતે ફાયદો આપશે? જો કે તમારો કર્મને વિષે અતિ આગ્રહ હોય તો પણ તમારે સમજવું કે કર્મ એક પક્ષી છે અને તેને પુરૂપાર્થ અને યુક્તિ એવી બે પાંખો છે, અને તેની ઉડણ ક્રિયા એ ફળ આપવાપણું છે. માટે જેમ પાંખ વગરનું પક્ષી કોઈ પણ રીતે ઉડવાને શક્તિમાન્ નથી, તેમજ પુરૂપાર્થ અને યુક્તિ એ બે શિવાય કર્મ કોઈ દિવસ તમને ફળ દાયી નથીજ થવાનું. માટે જેમ રાજ્યસત્તા તેજ રાજા છે, કાંઇ સાધારણ મનુષ્ય જેવો મનુષ્ય રાજા નથી, ડાહ્યા માણસનું ડહાપણ તેજ

વાસ્તવે તો ડાહ્યું છે કાંઇ માણુસ ડાહ્યો નથી અને બળવાનનું બળ તેજ ખરૂં જોતાં બળવાન છે કાંઇ મનુષ્ય બળવાન્ નથી,તેમજ, ભાગ્ય પોતે બળવાન્ નથી પણ તેની બળવત્તાનાં સાધન પુરૂષાર્થ અને યુક્તિ તેજ બળવાન્ છે એટલે ભાગ્ય તે ભાગ્ય નથી પણ પુરૂષાર્થ અને યુક્તિ તેજ ખરાં ભાગ્ય છે. અને યુક્તિ વાપરવામાં પણ પુરૂષાર્થની અગત્યછે માટે પુરૂષાર્થ પ્રધાનપણે બળવાન્ છે અને યુક્તિ ગૌણ રીતે બળવાન્ માટે પુરૂષાર્થજ લાભકારક છે. આમ સમજી કર્મવાદીએ પણ ઉદ્યમ કરવો જોઇએ. કારણકેઉદ્યમ વગર કર્મ કયેદ્વારે ફળદાતાથશે?

હાલ કેટલાક વહેમી લોકો તો એમ કહેછેકે આગળના માણસો જે કાંઈ મહત્કાર્યો કરીગયા છે તેતો તે યુગનો પ્રતાપ હતો અને હાલતો હલાહલ કલિયુગ વ્યાપી રહ્યો છે માટે તેવખતના જેવાં કાર્યો ક્યાંથી થાય? માટે હાલની રીતભાતમાં સુધારો કરવાને જે લોકો પ્રયત્ન કરેછે તે લોકો પાણી વલોવેછે માટે કલિનો પ્રતાપ એવો છે કે કાંઇ સારો ધારો દાખલ કરી શકાશે નહીં અને નઠારો ચાલ કાઢી શકાશે નહીં. આવીરીતે બોલનાર વહેમી લોકોને પ્રત્યુત્તર આ રીતે મળશે કે ભાઇ તમે યુગ યુગ કરીને શુદ્ધ સુધારાને અટકાવવામાં ફતેહ નથી પામવાના કારણકે યુગનો આધાર પણ ઉદ્યમ ઉપર રહ્યોછે એવું વૈદિક લખાણમાં ઇંદ્ર રાજાએ રોહિતને કહ્યુંછેઃ—

**कलिःशयानोभवतिसंजिहानस्तुद्वापरः ।**
**उत्तिष्ठंस्त्रेताभवतिकृतंसंपद्यतेचरन् ॥ ४ ॥ ए.ब्रा.पं. ७**

ભાવાર્થઃ—જે પાસો સુનેલો પડેછે તે કલી નામે, જે આકડો પડેછે તે દ્વાપરને નામે, જે ઉભો પડેછે તે ત્રેતાંને નામે અને જે ચાલતો [ રગડતો ] પડેછે તે સત્ અથવા કૃતને નામે દ્યુતવિદ્યામાં ઓળખાય છે તેમજ જેટલીવાર સુધી માણુસ સુતો રહે છે તેટલી વખત તે કલિયુગ જાણવો. અર્થાત જ્યાં સુધી માણુસને ઉદ્યોગ કરવાની ઈચ્છા નથી થતી ત્યાં સુધી કલિયુગમાં રહ્યો એમ સમજવું-કલિ શબ્દનો અર્થ ક્લેશ થાયછે. જે માણુસ નવરો બેશી રહેછે તેને પોતાના નિરૂદ્યમીપણાને લીધે ઘણી વસ્તુઓને માટે તંગી પડેછે

અને તંગીને લીધે ક્લેશાદિ દુઃખો થાય છે. વળી નિરૂદ્યમી થઇ કામ વગર પડી રહેવાથી માણસનું મન ઉદાસિન્ થઇ જાયછે તેપણુ ક્લેશછે,

વળી કલિયુગે નલ રાજાના શરીરમાં અને મંથરા દાસી દ્વારા કૈકેયીના શરીરમાં પ્રવેશી તેના મનમાં નિંદ્ય બુદ્ધિ ઉત્પન્ન કરીને કેટલાંક અઘટિત કૃત્યો કરાવ્યાં હતાં તેવીરીતે નિરૂદ્યમી માણસ પણ નવરા બેશીરહેવાથી અનેક નિંદ્ય કર્મો કરવામાં દોરાયછે, એવીજ મતલબની ઇંગ્રેજીમાં એક કવિતા છે કે,

"For idle hands some mischief still;
Satan shall find to do."

અર્થાત્—આળસુ માણસ પાસે કરાવવાને માટે સેતાન કાંઈ નુકશાન શોધી કાઢશે. એવીજ મતલબની ગુજરાતીમાં પણ "નવરો બેઠો નખોદ વાળે" એ કહેવત છે. માટે નિરૂદ્યગી થઇને પડી રહેવું નહીં કારણકે નિરૂદ્યમીપણું તેજ કળિયુગ છે. અને કામ કરવાની ઇચ્છા થાયછે તેનુંજ નામ દ્વાપર યુગ સમજવો. કેમ જે ઉપર કહેલા કલિયુગ કરતાં દ્વાપર સારો છે. કારણકે સમુળગી ઉદ્યોગ કરવાની ઇચ્છાજ ન થાય તેના કરતાં ઉદ્યોગનો સંકલ્પ પણ સારો છે. તથા માણસ કામ કરવાને ઉભો થાય છે તેનુંજ નામ ત્રેતાયુગ છે. કારણકે ઉદ્યોગ કરવાના સંકલ્પ કરવા કરતાં ઉદ્યોગ કરવાને કેડ કશીને ઉઠવું તે વધારે સારૂ છે. અને ઉદ્યોગ કરવા માંડ્યો એનુંજ નામ કૃતયુગ છે એટલે સતયુગ છે. કૃત એટલે કરેલું; જ્યાં ઉદ્યોગ માંડ્યો-એટલે કરવાનું કામ થયું એમજ જાણવું. સત્ય એટલે સાચું; સાચામાં સાચો જગત્માં ઉદ્યોગછે અને તેના શિવાય બાકીનું સઘળુ સત્ય છતાં અસત્યજ છે, કારણકે જે સઘળી ચીજો આપણે નજરે જોઇએ છીએ તે સઘળી કાંઈ ઉદ્યમ વગર આપણને મળતી નથી. આ વૈદિકશ્લોકમાં વાપરેલા કલિ, કૃત અથવા સત્યુગના અર્થનું આ ઉપર કહ્યા પ્રમાણે રહસ્ય છે. આ શ્લોક ઉપરથી સ્પષ્ટ ભાસે છે કે યુગનું બહાનું આપીને માણસે આળસુ ન થવું જોઇએ તેમજ નિરાશ ન થઈ જવું જોઈએ, ઉદ્યોગ કરીએ તો કલિયુગનો સતયુગ પણ થઇજાય અને મનુષ્યલોકી પૃથ્વીને ઠેકાણે સુરલોકી વૈભવયુક્ત સ્વર્ગ

પણ થયા વગર ન રહે, વળી ઈંદ્રે પુરૂષનું રૂપ લેઈને રોહિતને કહ્યું છે કેઃ—

**चरन्वैमधुविन्दति चरन्त्स्वादुमुदुम्बरम् ।**

**सूर्यस्यपश्यश्रेमाण योनतन्द्रयतेचरन् ॥५॥ए.ब्रा.पं७**

ભાવાર્થ—ચાલનાર મધ મેળવે છે; જેવી કે મધમાખો. અને ચાલનાર સ્વાદિષ્ટ ઉદુમ્બર ફળ મેળવેછે. જુઓ કે સૂર્ય ફરતાં આળસ નથી કરતો તોતેનું તેજ કેવું છે? (સૂર્ય ફરે છે એવો હિંદુ પુરાણીઓનો મત છે તેમાં પણ ભાસ્કરાચાર્યનો સૂર્ય પોતાની ધરીપર ફરે છે એવો મત છે) અર્થાત્ જે કોઇ ઉદ્યોગ કરે તેનેજ અર્થ સિદ્ધિ થાય છે. નિયમિતપણું એ એક સ્તુત્ય સદ્ગુણ છે અને તે મેળવવાને માટે આલસ્યનો ત્યાગ કરીને ઉદ્યમ કરવો જોઇએ. દરેક માણસે નિયમિત થવાને "ટાઇમટેબલ" બનાવવું જોઈએ તેવું "ટાઇમ ટેબલ", માણસ બનાવે પણ જો એક કામ કરવા માંડી તે કરવામાં આલસ્ય કરે તો તે કામ કરવાનો વખત વીતી જાય તો પણ તે કામ કરી ન શકે; એમ થવાથી બીજું કામ કરવાનો સમય થયા છતાં તેનો આરંભ કરી ન શકાય, અને આખૂં "ટાઇમટેબલ" એમ કરતાં ન પાળી શકાય. પણ જો કોઇ માણસ ઉદ્યોગી હોય તો તે વખત સર સઘળાં કામ પૂરાં કરી શકે, અને એમ કરતાં કરતાં ઉદ્યોગની સાથે નિયમિતપણું પણ તેને મળે. માટે ઉદ્યોગી માણસજ દરેક બાબતમાં નિયમિત થઈ શકે. આ ઉપરથી એમ સિદ્ધ થઇ આવે છે કે આબાદાનીને સાહાય્ય કરનારા બીજા ગુણોનો ઉત્પાદક પણ ઉદ્યમજ છે. વળી ઉદ્યોગતો એક એવા પ્રકારનું નાણું છે કે જે સઘળા દેશમાં ચાલી શકે છે; ધારો કે કોઈ એવા દેશમાં જઇ ચઢયા કે ત્યાં આગળ આપણા દેશમાં ચાલતું નાણું તો તે દેશના રહેવાશીઓ મુદ્દલ જાણતાજ નથી અને તેઓ આપણું નાણું લેઇને આપણને જોઇતી વસ્તુ આપવાને ના પાડે છે તો પણ જો આપણે કોઇનું કામ મન દેઇને તે દેશમાં કરીશું તો આપણને તે દેશની ચલણીનું નાણું મળશે અને તેના વડે આપણે જે જોઈશું તે લેઇ શકીશું; તમને હવે પૂર્ણ રીતે સમજાતું હશે કે ઉદ્યોગતો ઉજડમાં ને વસ્તિમાં વિદ્વાનૂમાં અને અભણ લોકમાં; સ્વદેશમાં અને પરદેશમાં

અને વિકટ સમયમાં અને અનુકુળ સમયે ફળદાયી છે. માટે ઉદ્યોગ તો દેશકાલ અનવિચ્છિન્નછે. ઉદ્યોગ એ આ જગત્‌માં પ્રત્યક્ષ દેવ છે અને તેની ઉપાસના કરનાર જનોને તે તત્કાળ ફળ આપે છે, તેના ઉપાસકો યુરોપ અને અમેરિકામાં કેવા સુખી થયાછે અને શ્રેષ્ટતા પામ્યા છે તે આપણે નજરે જોઇએ છીએ. માટે હે દેશિ બંધુઓ! આપણે સર્વે તે દેવના ઉપાસક બનો કે જેથી આપણને અને આપણા દેશને તે દેવના બીજા ઉપાસકોના જેવો લાભ થાય, વૈદ્યક શાસ્ત્રમાં નિર્ણય કરેલો છે કે જો માણસના પગના તળિઆં ગરમ રહે અને માથું જો શીતળ રહેતો તે માણસની તન્દુરસ્તીને લાભકારી છે. એજ વૈ- દ્યકના નિર્ણયનો અર્થ આપણે એક જુદીજ રીતે સમજીએ તો તે માણસની આબાદાનીને પણ સહાયક થઇ પડે: તે અર્થ આ પ્રમા- ણે છે કે જો માણસ ધીમો મિજાજ રાખી કંટાળ્યા વગર પોતાનું કાર્ય સિદ્ધ કરવાની તદબીરમાં ફર્યા કરે તો તેને લાભ થાય છે. એવી જ મતલબનો એક દોહરો શ્રીમાન્ ગુર્જર કવીશ્વર દલપતરામે ક- હેલો છે કે:—

સુસ્ત થઇ નહિ બેશીયે, મગજ ન ધરિયે ક્રોધ;
ચરણ ગરમ શીતળ મગજ, લે વૈદકનો બોધ. ૧

દલપતકાવ્ય પૃષ્ટ ૯૯

ઘણા માણસોને અમે એમ બોલતા સાંભળીયે છીયે કે ઉદ્યમતો અમે ઘણોએ કરવાને ઇચ્છિએ છીએ પણ અમને ઉદ્યોગ મળતો નથી, પણ જ્યારે તપાસ કરીને જોઈએ છીએ ત્યારે તો માલમ પડેછે કે તેઓ ઉદ્યોગને માટે પેરવી પણ કોઇ દિવસ નથી કરતા અને ઊલટો ઉદ્યમને દોષ દે છે; પણ એમ નથી સમજતા કે ઉદ્યમ શોધી કાઢ- વામાં પણ ઉદ્યમ જોઇએજ અને જો ઉદ્યમ કરવાને માટે તેમને દ્દઢ ઇચ્છા હોય તો તેઓ કાંઈ પણ ઉદ્યમનો રસ્તો શોધી કાઢે, કા- રણ કે ઈંગ્રેજીમાં કહેવત છે કે "When there is will, thre is a way એટલે જો કાંઇ કરવાની આપણને ઇચ્છા હોય તો તેનો ઉપાય પણ માલુમ પડીજ આવે. વળી ઘણા ઉદ્યોગ કરનાર પુરૂષો પણ એમબો- લે છે કે અમે ઉદ્યોગ કરીયે છીએ પણ અમને લાભ નથી થતો

માટે કહો તે ઉપાય કરીયે પણ તેમના વિષે પણ તપાસ કરતાં અગને ખુલ્લું માલુમ પડયું છે કે ઉદ્યોગતો તેઓ કરે છે પણ તે ઉદ્યોગ કરવાની રીતીમાં જે જે ભુલો હોયછે તે તે દૂર કરવાને ઉદ્યોગ નથી કરતા અને કેટલીકવાર પોતાના ઉદ્યોગમાં અપ્રમાણિકપણેથી વર્તે છે તેથીજ તેમને યથાર્થ ઉદ્યોગથી લાભ નથી થતો. તેઓએ-તો શ્રી દલપતરામ કવીશ્વરની આ નીચેની સલાહ પ્રમાણે ચાલવું એટલે ઉદ્યોગના લાભકારી ખરા સ્વરૂપનું તેમને દર્શન થશેઃ—

### દોહરો.

હોય પ્રમાણિકપણું ઘણુ, વળી ઉદ્યોગી અંગ;
દરિદ્રતાને દુર કરી, સુખનો પામે સંગ. ૨ દ. કાવ્ય.

માટે હે ભાઇઓ ! ઉદ્યોગ તો હમેશાં સુખ કરનારજ છે પણ ઉદ્યમ કરતાં પણ આવડયો જોઇએ. આ જગમાં સઘળી વસ્તુના બે પ્રકારે ઉપયોગ થાય છે અને તેવાંજ બે પ્રકારનાં તેથી ફળ થાય છે. એક તો સારો ઉપયોગ અને બીજો ખોટો ઉપયોગ થાય છે; અને જેવો ઉપયોગ કરીએ તેવું ફળ થાય છે. વળી ઉદ્યોગ તો તાત્કાલિક ફળ આપે છે માટે જેવી બાબતમાં ઉદ્યમ કરીએ તેવું ફળ તરતજ થાય છે. આને માટે એક ઉદાહરણ છે. કોઇ એક માણસ ચોરીનો ઉદ્યમ કરતો હોય તો તેને અભ્યાસને લીધે ચોરી કરવી ઘણી સહેલી થઈ જાય છે પણ જો કોઇ વખત પકડાય છે તો તેનું ફળ તેને ઘણુંજ દુઃખદાઈ મળે છે. માટે ઉદ્યોગનો પણ ઉપયોગ કરતાં શીખવું જોઇએ. ઉદ્યોગ જો સારી રીતે કરતાં આવડે તો ઉદ્યોગ તો ખરેખરૂં કલ્પવૃક્ષ છે. કારણ કે તેથી મીષ્ટ ફળનો લાભ થાય છેઃ-

### દોહરો.

કલ્પવૃક્ષ કાને સુણ્યું, આપે ઇચ્છિત ભોગ;
મેં મનમાં નિશ્ચય કર્યું, કલ્પવૃક્ષ ઉદ્યોગ.” દલપત કાવ્ય. પૃ. ૮૮

વળી દેશનો સુધારો ઉદ્યોગ ઉપર આધાર રાખે છે એમ અમે આગળ સિદ્ધ કર્યું છે તેના ટેકામાં કહ્યું છે કેઃ—

દોહરો.

"ઉપજે સુખ ઉદ્યોગથી, સુધરે વળી સ્વદેશ;
મેં મનમાં નિશ્ચય કર્યું. કલ્પવૃક્ષ ઊદ્યોગ." ૪ દ. ૮૯

આ દુનિયામાં દેશના સુધારાને માટે ભાષણો તથા લખાણો સંખ્યા બંધ થવાં જોઇએ. માટે વિદ્વાન્ પુરૂષોએ તેમ કરવામાં ઉદ્યોગ વાપરીને દેશને સુધારવો જોઇએ. એકલાં ભાષણો કરવાથી અને લોકોને માત્ર મ્હોડાનો ઉપદેશ આપવાથી લોકો સુધરે એમ કહેવું તે સુધારો કરવાને જોઈએ તેટલું શક્તિમાન નથી. જે પ્રમાણે ઉપદેશ કરવામાં આવે તે પ્રમાણે કરીને લોકોને દેખાડવું જોઇએ, અને એમ કરે તો નક્કી લોકોને સારી અસર થાય; અને સુધારાની સ્વારી આશ્ચર્યજનક જોરથી આગળ ચાલે. કોઇ માણસ કહેશે કે વ્યાપાર કરવો સર્વથી ઉત્તમ છે. ખેતી તો સર્વોત્તમ છે. યંત્ર લાવીને કામ કરવું તે ઘણું લાભકારક છે. પણ જો એમ કરી દેખાડે નહીં તો શા કામનું? ખેતી કરી દેખાડે અને પોતાને થએલા લાભ લોકોની આગળ મુકી દે તો તે સઘળું કહેવું લોકોના ધ્યાનમાં ઉતરે. સંચા ચાલે અને તેનાથી જે માલ ઉપજે તે અને તેથી થતા ફાયદા જ્યારે કોઇ દેખાડે અને પછી ભાષણ આપે તો તેનુ કહેવું લોકો સ્વીકારેજ. આપણને ઘણીવાર કોઈ ચીજ મળવાની હોય છે તે પણ ઉદ્યોગ નથી કરતા તો આપણને નથી મળતી; અને જો કે કોઇ ચીજ મળવાનો સંભવ નથી હતો તોપણ ઉદ્યોગ કરવાથી આપને ઘણીવાર મળે છે. કોઇ માણસે આપણને કાંઈ આપવાને ના કહ્યું હોય તોપણ તેની પાસે જઈને તેને માટે તલાશ કરીએ તો ન મળવાની ચીજ પણ મળે. કારણ કે આપણને ખબર નહોતી કે તારમાં સમાચાર આવશે. અને બળદ અને ઘોડા વગર ગાડી ચાલશે. પણ ઉદ્યોગને બળે હાલ તે આપણે નજરે જોઇએ છીએઃ–

દોહરો.

"મળવાની પણ નવ મળે, વણ ઉદ્યોગે વસ્ત;
તરી તીર પામે નહીં, જો ન હલાવે હસ્ત. ૫
શોધ કિધાથી સાંપડે, નહીં નશિબ આધાર;
શોધ કર્યાથી સાંપડયાં, આગગાડિ ને તાર" ૬ દ. પૃ. ૮૯

કેટલાક પુરૂષો એમ કહે છે કે કોઇ ઉદ્યોગ તો કરે પણ ભાઇ પં-ક્ષ વગર કાંઇ થઇ શકે નહીં. ઉદ્યોગ તો કાંઇ જોરાવર નથી પણ પક્ષથી સઘળું થાય છે, તો અમારે તો એમ કહેવાનું છે કે, તમે કાં-ઇ કાંઇ કરવાને ઉદ્યમ કરો તોજ તમને પક્ષથી ટેકો મળે. થોડું પ-ણ કરવાની તમારામાં પહોચ હોવી જોઈએઃ—

દોહરા.

સહાયતાથી સર્વદા, કરાય ઝાઝું કામ;
ચસ્માથી દેખે ઘણું, દ્દષ્ટી દલપતરામ." ૭ દ. પૃ. ૮૫

તાત્પર્ય કે આંખોમાં દેખવાની શક્તિ હોય તોજ ચસ્માથી વ-ધારે દેખાય પણ કાંઇ આંધળાને ચસ્મા આપેથી કશો ફાયદો થાય નહીં તેમ પોતાની શક્તિ વગર સઘળું ધૂળનું ધૂળજ. માટે પક્ષ ક-રતાં પણ ઉદ્યમ પ્રબળ છે. પક્ષથી થએલું કામ વધારે ટકતું નથી. અને ઉદ્યોગથી થએલું કામ સંગીન છે. ઉદ્યોગી થવું એટલે ખા-ધા પીધા વગર એમને એમ કામ કરવું એમ નથી પણ ધીમે ધીમે દૃઢતાથી ધીરજ રાખીને કામ કરવું તેનું નામ ઉદ્યોગ છે. શરીરને અને મનને પણ વિશ્રાન્તિ આપવી જોઇએ; વિશ્રાન્તિનું બહાનું કહાડી આળસુ ન થવું જોઇએ. હવે ઉદ્યમ વિષે તથા તેથી થતા લાભ વિષે યથાશક્તિ કહી રહ્યા છિયે; અને આ નિબંધનું બીજું અંગ જે "આલસ્ય તથા તેથી થતી હાનિ" તે વિષે પણ કહેવું જો-ઈએ. પણ ઉદ્યમના અભાવનું નામ આલસ્ય છે અને તેથી થતી હા-નિ તે ઉદ્યોગથી થતા લાભનો અભાવ છે એમ કહી શકાય; માટે આ-લસ્યથી થતી હાનિ વિષે લખતાં પુનરૂક્તિ તો થાયજ પણ યુક્તિ પુરઃસર વાપરેલી પુનરૂક્તિ ત્રાસદાયક ન થતાં ઉલટી મનોહર થઈને તે વિષયને ફરિને સાહૃદય માણસના મનમાં દૃઢાવે છે. માટે અત્રે કો-ઇ પણ યુક્તિનો આશ્રય કર્યા વિના ચાલે તેમ નથી; અને તેમ કરવા ને આલસ્યના એકલા ગેરફાયદા કહી ન જતાં આલસ્યનાં જુદાં જુદાં સ્વરૂપ ચીતરીને તેનાથી થતી હાનિની દિઙ્માત્ર બતાવી આપવા પ્ર-યત્ન કરવામાં આવશે. વળી આળસના એકલા દુર્ગુણ કથવાથી કોઇ માણુસ ઉદ્યોગી થઇ શકે નહીં. ઉદ્યમના લાભ અથવા વખાણ સાં-

મળીને માણસના મનમાં ઉદ્યોગી થવાની હોંશ થાય, પણ ઉદ્યમી થતા પહેલાં તેણે આળસને દૂર કરવી જોઇએ. માટે આ નિબંધના બીજા અંગમાં આળસને દૂર કરવાના ઉપાય પણ યથાશક્તિ કહેવા ઉચિત છે. વળી આળસનો વધારો પણ વખતે ઉદ્યોગી માણસમાં થઇ જાય છે. માટે તેનાથી સાવધ રહેવાની યથાયોગ્ય સૂચના પણ લખવામાં આવશે. આળસને ઉત્પન્ન કરનાર કેટલાંક કારણો હોયછે તે પણ કહેવામાં આવશે કારણકે જેવું કારણ હોય તેવા ઉપાયજ આળસનોનાશ કરવામાં યોજાય તોજ ફતેહ મળે નહીતો યોજેલા ઉપાયો વ્યર્થ જાય; જેમકે કોઇ માણસને પિત્ત બ્હેકવાથી થએલો રોગ પિત્ત શામક ઔષધ આપવાથીજ મટેછે અને વાયુશામક ઔષધ પિત્તજન્ય રોગપર સારી અસર કરતું નથી. આળસની અસર જનવ્યષ્ટિ અને જનસમૂહ ઉપર કેવી તરેહની થાય છે અને કેવો પરિણામ લાવે છે અને તે દૂર કરવામાં શાંશાં સાધન ગૌણ ઉપયોગી છે અને શાંશાં સાધન પ્રધાન ઉપયોગીછે તેપણ વિચારવું જોઇયે. આળસના મુખ્યબેપ્રકારછે; નિત્ય અને નૈમિત્તિક. દરેક પદાર્થમાં મંદતા અને તીવ્રતા સ્વાભાવિક રીતે આ જગત્‌માં જોવામાં આવે છે; કોઈ પદાર્થમાં મંદતા પ્રધાન અને તીવ્રતા ગૌણ હોય છે, અને કોઈમાં તીવ્રતા પ્રધાન અને મંદતા ગૌણ હોય છે; પણ હરેક પદાર્થમાં કોઇક અંશે પણ મંદતાનું અસ્તિત્વ હોય છે એ સર્વને અનુભવ સિદ્ધ છે. હરેક પદાર્થમાં કોઈ પણ અંશે હમેશ રહેનારી જે આ મંદતા તેનું નામ નિત્યમંદતા અને જ્યારે આ નિત્યમંદતા સજીવ પદાર્થના સંબંધે અર્થાત્ કોઇ પણ પ્રાણીના સંબંધે જોવામાં આવે છે ત્યારે તેનું નામ આળસ એવું પાડવામાં આવે છે. આ આળસ જ્યાં લગી તેના નિયમિત અંશે મનુષ્યમાં રહે છે ત્યાં લગી તે કાંઇ ઉપદ્રવ કરી શકતી નથી; પણ તે મનુષ્યના શરીરને પોષણ કરનાર થઇ રહે છે, કારણ કે તે ક્રિયાના સંપૂર્ણત્વથી થતા નુકશાનને અટકાવવાનું એક સાધન થઈ પડે છે. પણ જ્યારે આ આળસ નિયમના બંધનમાંથી છુટીને નિરંકુશ થઇને પોતાના ગૌણભાવનો ત્યાગ કરીને પ્રાધાન્યને ધારણ કરે છે ત્યારે હરેક પ્રકારની હાનિને ઉત્પન્ન કરીને, વેળાસર ઉપાય ન

લેવામાં આવે તો તે હાનિની વૃદ્ધિ કરીને માણસનો આપત્તિકાળ પાસે આણે છે અને અત્યંત પોતાનું બળ વધારીને છેવટે માણસનો નાશ કરે છે; જેમકે આપણા બંધનમાં પડેલા વૈરીને આપણે આપણી સેવા કરાવી શકિયે પણ જ્યારે તે વૈરી આપણા બંધનમાંથી મુક્ત થઇ જાય અને પોતાનું જોર વધારીદે ત્યારે તે આપણને અનેક ઉપાધિ ઉત્પન્ન કરીને આપણો નાશ કરવામાં તત્પર રહે અને આપણે નચેતીએતો આપણો નાશ પણ કરે એ વાર્તાગાંકાંઇ શંકાનું પ્રયોજન નથી. માટે દરેક માણસે વિચારવું કે આપણામાંજ આપણો એક આળસ નામનો વૈરી છે અને જ્યાં સુધી આપણે તેને નિયમની બેડીમાં બાંધીને રાખીશું ત્યાં લગી તે આરામ વિશ્રાન્તિ વિગેરે સેવક રૂપને ધારણ કરીને આપણા ઉદ્યોગ રાજ્યને ચલાવવામાં મદદગાર થઇ પડશે; પણ તે ક્યાં લગી? જ્યાં લગી તે બંધીવાન ગુલામ સ્થિતિમાં રહે ત્યાં લગી. પણ ધીમે ધીમે તે સેવકરૂપે આપણો વિશ્વાસ મેળવીને પ્રધાન પદવીને પામે કે તરતજ બીજા સર્વ ઉદ્યોગની સત્તાને આશ્રય આપનારા સદ્ગુણ રૂપી નોકરોને પોતાની જગોએથી કાઢી નાખીને તેમની જગોએ પોતાની સત્તાને ટેકો આપી દૃઢ કરનાર અનેક દુર્ગુણોને બોલાવી ભિન્ન ભિન્ન અધિકાર સોંપે છે, અને શત્રુ પ્રધાન પદને પામ્યો એટલે કયો અનર્થ થવાનો અસંભવછે? માટે આ નિત્ય આળસથી થતું નુકશાન અટકાવવાને માટે માણસે નિયમિત પણાને ગ્રહણ કરવું. અર્થાત્ માણસના મનનું તથા તનનું વલણ કેટલોક ઉદ્યોગ કર્યા પછી આરામ લેવા તરફ હોય છે. અને તેમ થવું અવશ્યનું છે. પણ તે આરામ લેવાનો સમય નિર્માણ કરી રાખવો જોઇએ. નહીં તો થોડે થોડે આરામ લેવાના કાળમાં અનંર્ગલ વધારો થવાનો સર્વ પ્રકારે સંભવછે. ચોરી કરવાને કોઇના ઘરમાં પેઠેલો ચોર જેમ કોઈને માલમ ન પડે તે પ્રમાણે પોતાનું કામ સાધેછે તેમ આળસ પણ માણસને ખબર ન પડે તેમ તનમાં પ્રવેશકરીને માણસને લાચાર બનાવી દેછે. જેમ વાઘ માણસના ઉપર તલપ મારતાં પહેલાં ગેલ કરવા લાગી જઈને માણસનું ધ્યાન ચુકાવેછે તેમ ઉપર કહેલા સ્વરૂપનું આળસ પોતાનું પ્રબળ દાખવે છે તે પહેલાં

માણસને છેતરે છે, માટે આળસના જેવો બીજો ઠગારો પણ આ જગત્માં નથી. લૌકિક ઠગારો તો કોઇનું ધન અથવા ઘરબાર ઠગી લે પણ આળસ તો ફરિને કોઇ પણ રીતે મેળવી ન શકાય એવા આયુષ્ રૂપી મહાધનને ઠગી લેછે, અને તેને હીચણમાંથી ઢાળી નાખે છે. અને આળસ એવી ચતુરાઇથી પોતાનું ઠગાઇનું કામ ચલાવે છે કે, છેવટનો અર્ણીનો વખત આવેછે ત્યાં લગી પણ માણસને ચેતવા દે એમ નથી; અન્ય શત્રુ અને ચોરતો સારા કે તેઓ દૂર દેશવાસી હોવાને લીધે વારંવાર ઉપદ્રવ કરવાને સમર્થ હોતા નથી. પણ શરીરમાં ને શરીરમાં રહી આપણો ઘાટ ઘડનાર આળસ નામનો ઠગ સંતત રીબાવ્યા કરેછે. વળી અન્ય શત્રુ પોતાનું શત્રુત્વ દાખવીને આપણને દુઃખ દેછે, પણ ઠગ આળસ આપણો પ્રિય થઇ પડીને અર્થાત્ પેટમાં પેશીને પાળી મારેછે. અને માણસના ઉપર આળસ એવી ભુરકી નાખીદેછે કે જ્યારે કોઇ માણસ તે માણસને કહેછે કે ભાઇ તારા શરીરમાં તારો આળસરૂપ શત્રુ ભરાયો છે અને તેના દંશથી પ્રમાણે જો તું ચાલીશ તો તારો નાશ નિકટ આવ્યોછે એમ તું નકી સમજજે, ત્યારે આળસની અદ્ભુત જાદુઇ કરામતની સત્તાને વશ થઇ ગયેલ પેલો માણસ કહેછે કે ભાઈ મારો જે ખરો દુઃખમાં દિલાસો આપનાર આરામ નામનો મિત્ર તેને તું આળસ શત્રુ એવો ભયંકર ઇલકાબ કેમ આપે છે. ગમે તેટલું આળસુ માણસને કોઇ સમજાવે તો પણ તે આળસુ માણસને મારામાં આળસ છે એમ સમજાવું સહજ નથી. બીજા ચોર ઠગારા અને શત્રુને તો કોઈ હથિઆર લેઇને પરાજય પમાડી શકીએ પણ આ દુષ્ટ આળસની સામે યોજવા લાયક કયું હથિયાર છે? હા તેવું પણ એક હથિયાર છે કે જેથી આલસ્યનો પરાજય થાય; અને તે હથિયાર મનછે; પણ ઇલાજ નથી શું કરિયે તે મન હથિયાર ઉપર પણ આલસ્ય રૂપી અપ્રહત ગતિવાળા ઠગ શત્રુની જાદુઈ કરામતની સ્તંભન કરનારી સત્તા ચાલે છે. બીજા શત્રુ તથા ચોરને તો આપણે આપણા રાજ્ય કર્તાના ન્યાયાસન આગળ લેઇ જઇને તેને શિક્ષા કરાવી શકિયે પણ રાજાઓનાં પણ રાજ્ય ખોવરાવી દેનાર આળસને આપણે શું કરિ શકવાના?

આપણે જ્યારે કોઇવાર કહીએછીએ કે ફલાણો માણસ તો મને શત્રુવત્ નડેછે, ત્યારે કહેવાનો સામાન્ય આલછે કે શું તે તારા હાથ તો નથી પકડતો? પણ આલસ્ય તો એકલા હાથજ નહીં પણ સર્વ ઇન્દ્રિયો અને અગમ્ય અંતઃકરણ ઉપર અસર કરીને જડવત્ બનાવી દેછે. અન્ય શત્રુ અથવા ચોરતો બહુમાં બહુ કરે તો માણસનો જીવ લે. આથી તો કદાચ દુઃખમાંથી છુટવાનો સંભવ છે પણ આળસ તો માણસનો એકદમ અંત ન આણતાં કસાઇથી પણ અધિક ક્રૂરતાને ધારણ કરીને નિરંતર રીબાવ્યાજ કરેછે અને જીવતાંજ મુવેલો કરી નાખેછે.

દોહરાઃ—કદી આપણા કામનો, કરે કોઇ અટકાવ, તે જુલમી પર કીજીએ, જઇ રાવળે રાવ. ૧

જુલમી આળસ ઉપરે, ક્યાં કરિયે ફરિયાદ, વ્યર્થ અમુલ્ય વખત હરે, ફોગટ કરી ફિસાદ. ૨ દ. કાવ્ય પૃ. ૩ વળી કોઇ શત્રુ તો આપણા ઉપર કોઇ કારણને લીધે વૈર રાખી આપણને દુઃખ દેછે. પણ આળસ તો નિષ્કારણ વૈરી થઇ આપણને નડે છે. શત્રુથી આપણે અલગા રહિયેછીએ ત્યાં લગી શત્રુ આપણાપર વૈર રાખેછે પણ આળસ તો જેમ આપણે તેની સાથે હળીમળીને ચાલીએછીએ તેમ તેમ આપણા ઉપર પૂર્ણ વૈર દાખવીને દુઃખ દે છે. આ ઉપરથી સ્પષ્ટ જણાયછે કે આળસ શત્રુ એવોછે કે નમ્રતાથી પણ વૈર ત્યાગ કરે નહીં; માટે તેને બળાત્કારવાળા ઉપાય યોજીને નિરૂપાય કરવો જોઇએ, અને તેને હમેશાં નિરૂપાય સ્થિતિમાં રાખવાને માટેજ અપ્રહત પ્રયત્ન પુરૂષે સાવધ રહીને કરવા જોઈએ. આ ઉપર વર્ણવેલી નિત્ય આળસ અથવા મંદતા ધીમે ધીમે વધીને જે માણસના શરીરમાં પ્રધાનતાને પામીછે તેનું શરીર અને સ્વરૂપ જોઇશું તો એમ જણાશે કે તે માણસ ઘણા દહાડાથી જાણે માંદો હોયની. તેની મુખમુદ્રા નિસ્તેજ હોયછે, આંખો ચુંચળાઇ ગયેલી અને તેજ વગરની અને ચામડી ફિકી પીળા રંગની હોયછે; તે માણસનું શરીર અને અવયવો અતિશુષ્ક અને નિર્બળ થઈ ગયાં હોય છે અથવા તો અત્યંત મેદ વધવાથી કામ કરવાને નિર્બળ થએલા હોય છે એટલુંજ નહિં પણ પોતપોતાનો ભાર ઉંચકવાને શિથિલ થયેલા હોયછે, તેનો સાદ ભારે

અને ધૂડના સમાન અશુભ સૂચક લાગે છે. નિમાળા કાળી ચૌદશને દહાડે રાતે ધૂણિને આવેલા ભુવાના નિમાળા દિવાળીના પરાહમાં જણાયછે તેવા હોયછે. લુગડાં ચિંથરીયા મામા જેવાં વિખરાયલાં અથવા તો તેલીઆ રાજા જેવાં મલીન હોયછે. નખ અને હોઠ પરની રતાશ જાણે રતોવઇ નાશી ન ગઇ હોય એમ જણાય છે. તેની બેસવાની પદ્ધતિમાં મેરૂ દંડ અથવા સ્પાઇનલકોર્ડ યમરાજની કમાન માફક વક્ર વળેલ હોયછે. બગાસાં ઉપર બગાસાં ખાયછે ત્યારે સર્વ આબાદાનીનો ભક્ષ કરવાને મુખ વિકાસતું દારિદ્રય હોય એમ ભાસેછે. ઘુડની માફક તેને સૂર્યોદય અળખામણો આગ જેવો લાગે છે, અને સવારનો પ્રકાશ જોઈને આંખોને ઝીંણી કરીને આશપાશ જાણે રાત્રીના અંધકારને શોધતો નહોય તેમ ફાંફાં મારતો જુએ છે. તેને દોડવા કરતાં ધીમે ચાલવું, ચાલવા કરતાં સ્તંભવત્ ઉભા રહેવું, ઉભા રહેવા કરતાં બેસવું. બેસવા કરતાં સુઈ રહેવુ, સુવા કરતાં ઉંઘવું વધારે પ્રિય હોયછે. સમગ્ર રીતે જોતાં તેનો વેષ અને રીતભાત સઘળી અફિણીના સમાન મળતી આવેછે. અફિણ પણ આળસની પેઠે માણસ પર ધીમે અવર્ણનીય સત્તા મેળવે છે તેથીજ અખો ભક્ત કહેછેઃ—એક અફીણ બીજુ આળસ, એ બેમાં છે એવો રસ, જેમ જેમ અધિકું ખાતો જાય, અંગે અકલે હીણો થાય; જો મૂકે તો કારજ સરે નહિ તો અખાતે ખાતો મરે. અથવા તો તે માણસ દારિદ્રયની મૂર્ત્તિ હોય તેવો જણાય છે. અથવા તો કોઇ મલિન દેવનો ઉપાસક હોય તેવો જણાય છે; અને ખરેખર આલસ્ય જેવા હડહડતા પિશાચનો ઉપાસક પણ તે છેજ. હમેશ એવો નિયમજ છે કે ઉપાસક ઉપાસ્ય સાથે તાદાત્મ્ય અથવા એકતાને પામે છે અને આ ઉપર પ્રમાણે વર્ણવેલા માણુસ કાષ્ટભૃંગન્યાય પ્રમાણે સાક્ષાત્ આલસ્યજ થઇ ગયેલા હોય છે. *

**દોહરો**

આળસ ભૂંડી ભૂતડી, વ્યંતરનો વળગાડ;<br>
પેસે જેના પિંડમાં, બહુધા કરે બગાડ. ૧

પૃષ્ટ ૯૩. દલપત કાવ્ય.

ઉપર પ્રમાણે આળસના સ્વરૂપનું અથવા તો આળસુ માણુસના સ્વરૂપનું વર્ણન કર્યું. હવે તે ઉપરથી તેના શા શા અવગુણો છે, તે સ્વતઃવ્યક્ત થવાના; કારણ કે 'आकृतिरेवगुणानक्रयमति

હવે ઉપર કહેલી શોચનીય અવસ્થાને કેવા માણસો પામે છે તે કહેવું જોઈએ, કે તેવા લોકોને સત્વર ઉપાય લેવાનું બની શકે; અથવા તો જો તેઓ આ અનિર્વચનીય દુઃખદ સ્થિતિમાં ક્યારનાય ફસી ગયેલ હાય તો, તેમના શુભેચ્છક લાગતા વળગતાઓને તેમને આ ીી પિશાચયોનિમાંથિ ઉપાય રૂપ શ્રાદ્ધ કરીને મુક્ત કરવાની સુજ પડે. જેઓની પાસે અપરિમિત દ્રવ્ય હાય છે, અને જેમનું મન કોઇ પણ રીતે કેળવાયલું નથી, અથવા તો ફક્ત એટલુંજ કેળવાયું હાય છે કે તે અને શબ્દ, સ્પર્શ, રૂપ. રસ. ગંધની પ્રાપ્તિનેજ મુખ્ય કર્તવ્ય માને છે એવા અથવા તો જેઓને કાઈ પણ પ્રકારની લાજ આબરૂ નથી કે જે નિભાવવાને તેઓને કોઇ પણ રોજગાર અથવા મેહેનત કરવી પડે તેવા પુરૂષો છેવટે જતાં જીવતા મરી ગયા થઇને ઉપર વર્ણવેલી મહા દુઃખદ પિશાચની યોનિને પામે છે. અર્થાત તેઓમાંજ સ્વાભાવિક આરામની ઈચ્છા ગાઢ આલસ્યના સન્નિપાત સમ સ્વરૂપને ધારણ કરે છે. હમણા કહી ગયા તેવા પ્રકારના માણસોમાં સ્વાભાવિક આરામની ઈચ્છા આળસનું સ્વરૂપ ધારણ ન કરે એટલા માટે તેઓને ઉદ્યોગી માણસની સંગતિ રહેવી જોઇએ. તેમજ તેમને દુનિયામાં મુખ્ય કર્તવ્ય છે તેનું જ્ઞાન મળવું જોઈએ. અને પેલા બીજી પ્રતિના માણસને આબરૂ શું છે એ સમજાવાનો કોઇ પણ યુક્તિસર ઉપાય થવો જોઈએ. હાલના વખતમાં એવીજ જાતના કેટલાક આળસુ ભિખારીઓને તેવું સમજાયાથી તેઓએ મજુરીનો ધંધો કરવો શરૂ કર્યો છે એમ મારા જોવામાં કોઇ કોઇ ઠેકાણે આવ્યું છે. પણ જે વખતે હાલના સર્વે આળસુ આળસનો ત્યાગ કરી ઉપર કહેલ થોડા ભિખારીની માફક સુધરશે, ત્યારે આપણા દેશની કાંઇક ઉન્નતિ થશે. પણ ઉપર પ્રમાણે વર્ણવેલી સ્થિતિમાં કોઇ શ્રીમાન્ આવી પડેલ હોય, તેને મુક્ત કરવાના પ્રસંગાથી તેની પાસે ઉદ્યમી માણસો કોઇ તેના લાગતા વળગતાએ મુકેલ

હોયને। તેણે એટલી કાળજી રાખવી જોઈએ કે પેલા ઉદ્યોગીમાં પણ પેલાની આળસ ન પ્રવેશ કરે. કારણ કે ખોટી ચીજની અસર ઝટ દેઈને થઇ જાય છે એવો માણુસનો સ્વભાવ છે. અને સામાને સુધારતાં સુધારનાર પોતે બગડી જાય છે. આળસ એક ચેપી રોગ બરોબર છે. આ પ્રમાણે મેં ઘણા શ્રીમાન્‌ને ત્યાં જોયેલું છે. છોકરાને આળસ ભરેલી સ્થિતિમાંથી મુક્ત કરવાને તેની સાથે સારા માણુસની સોબત કરાવેલી, તે સારા ઉદ્યોગી અને સદ્‌ગુણી પુરૂષો દુર્ગુણી થઇ ગયેલા જોયામાં આવ્યા છે. માટે ઉપર લખેલી થોડીક પંક્તિ કલ્પિત નથી, પણ વ્યવહારમાં તે પ્રમાણે થયેલ જોયેલું છે. પેલા નિરૂદ્યમી ગરીબ રખડતા લોકોને સુધારવા એ સરકારના હાથમાં છે; અર્થાત તેમને સરકાર કોઈ કામે લગાડે એટલે ક્રમે કરીને તેઓને લાજ શરમ શું છે તે સમજાશે; અને તે સમજાયું, એટલે તેઓનું વળણુ પ્રથમ તો ઉદ્યોગ તરફ મંદ રીતે થશે, પણ પછીથી તેઓ તે તરફ ધસીને જશે. આળસ એટલે કોઇ પણ પ્રકારની આળસ સમજવીઃ—આળસ જો એકજ માણુસમાં રહી તેનું અને તેની આસપાશના કેટલાંક માણુસનું અહિત કરવાને શક્તિમાન થાય છે તો, જ્યારે તેજ આળસ બહુ માણુસોમાં પ્રવેશીને સત્તા ચલાવે તો મોટી પ્રજાઓની પણ ખરાબી કરી નાખે છે; આનો તાજો દાખલો જોવો હોય તો આપણા હિંદુસ્તાનની સ્થિતિ ઉપર નજર કરવી. આળસ વ્યષ્ટિ ઉપર પોતાની જે અસર કરે છે, તે કરતાં તેની સમષ્ટિ ઉપર થએલી અસર ઘણી વધારે ભયંકર હોય છે. સમષ્ટિ અનેક વ્યષ્ટિઓની બનેલી હોય છે; તેથી વ્યષ્ટિ ઉપર થતી આળસની અસર સમષ્ટિ ઉપર થતિ અસરનો મૂળાધાર છે, માટે દરેક માણુસ જે પોતાના દેશની ચડતી કરવા ઇચ્છતો હોય, તેણે પોતેજ ઉદ્યોગી થવું; અને હમેશાં મનમાં એમ કોતરી રાખવું કે મારા દેશની ચડતી કે પડતી મારીજ મેહેનત અથવા આળસ ઉપર આધાર રાખે છે; આ પ્રકારની સમજ અને સમજ પ્રમાણે વર્તન એજ દેશને આબાદાનિમાં લાવવાનું ખરેખરૂં સાધન છે. માટે દરેક સ્વદેશાભિમાનીએ બીજાઓને ઉદ્યોગી કરવાનું ડોળ ઘાલ્યા વગર પોતે

પોતાની મેળે ઉદ્યોગી થવું. આળસની અસર ઝેર પાયલા હથિઆરનોં જેવી છે. જે માણુસને ઝેર યુક્ત હથિયારનો જખમ લાગે છે, તે માણુસ સડી સડીને નાશ પામે છે; તેમજ જેને આળસનો જખમ લાગે છે તેનો પણુ ક્રમે કરીને નાશ પાસેજ આવે છે; માટે એવા જખમનો ઉપાય વેળાસર કરવો જોઇએ. જેમ ઝેરથી પાયેલા હથિયારથી ભેદાયલો ભાગ કોઇ વાર કાપી નાખવાની જરૂર પડે છે, તેમજ આળસને પણુ તોડી મચરડીને અળગીજ કરિયે તોજ ઠિક, નહીં તો તે પોતાની અસર છોડીને જાય નહીં.

દોહરાઃ—જન આળસના જખમથી, જે કો જખમી થાય;
પડે પથારી પાથરી, જીવન રહિત જણાય. ૧
ભ્રષ્ટ કરે ભણુનારને, ઉપજી આળસ અંગ;
ભક્તિ કરતાં ભક્તને, કરે ભજનમાં ભંગ. ૨

દ. કાવ્ય. પૃ. ૯૩.

જેના શરીરમાં આળસ ભરાઇ હશે અને જેણે તેને પ્રયત્ન કરીને કહાડી હશે, તેને અનુભવ હશે કે માણુસને આળસથી વિખુટા પડતાં કેટલું દુઃખ થાય છે. જાણે આપણા શરીરની સાથે ચોંટી ગયેલ કોઇ ચીજને ઉખેડતા હોઇએ, અને તેથી જેટલું દુઃખ થાય, તેટલું દુઃખ આળસને દૂર કરતાં થાય છે. પણ એ દુઃખને ગણીને જો આપણે તેને દૂર પરાણે ન કરિયે તો વળગેલી જળો આપણું સર્વ લોહી પી જાય છે તેમ આળસ આપણું સર્વસ્વ ચુશી ખાય છે.

દોહરોઃ—અધ ઘડી પછી જઈશ હું, દેતિ દિલાસા એમ;
વગર ખસેડી નવ ખસે, જળોઈ વળગી જેમ. ૧
આળસમાં દુઃખ અતિ ઘણાં, ભર્યાં રહે, ભરપૂર;
તે માટે સજ્જન તમે, કરો દેહથી દૂર. ૨

દ. કાવ્ય. પૃ. ૯૩.

વળી આળસને ખસેડતાં ખસેડતાં પણુ કેટલોક કાળ આળસ ખાઇ જાય છે, તે ઉપરના દોહરાથી જણાય છે. જેમ લાગ્ય લાગેલી હોલવતાં હોલવતાં પણુ અગ્નિ કેટલાક પદાર્થને ભસ્મીભૂત કરી નાખે છે, તેમ આળસ જતાં જતાં પણુ કેટલોક વખત સ્વાહા કરી

જાય છે. માટે આમ કરવામાં મનનો દૃઢ સંકલ્પ અને અતિત્વ-રા જોઈએ. એ બાબતમાં લૂલો સંકલ્પ નભતો નથી, અને ઢીલ ઉ-પયોગની નથી. કારણ કે લૂલો સંકલ્પ અને ઢીલ એતો આળસના એલચી છે, અને હમેશાં આળસને લાભકારક તે કરવાનાં; સંક્ષેપમાં તે બંનેને આળસનાં બીજાં સ્વરૂપ કહીએ તો ચાલે; માટે એમ ણે દરખાસ્ત કરેલા કરારને ન સાંભળવા, અને દૃઢ સંકલ્પ અને ત્વરા જેવા પોતાના શાણા અને નિત્ય શુભેચ્છક મંત્રીઓના સલાહ પ્રમા-ણે ચાલવું. પ્રથમ તો આ ભલા મંત્રીની સલાહ માનવીજ કઠ-ણ પડશે, પણ કડવું કહેનાર મંત્રીજ રાજાને કામનો છે; અને વળી જો કદાચ માનવામાં આવે તો, તે સલાહ અમલમાં લાવતાં આલસ્ય અને તેના મસલતિયાઓ વિઘ્ન નાખવાને કાંઇ ઓછો ઉદ્યમ કરતા નથી. એ સર્વ વિઘ્નોનો નહીં. ગણકારીને અચળ દૃઢતાથી વર્તે, ત્યારે આળસને દુર ફેંકી દેવાને માણસ શક્તિમાન થાય છે. હાલજ જે કાંઇ કરી શકાય, તે કરવાનો થોડા વખત પછી વિચાર રાખવો, તે એક આળસુનું સ્વરૂપ છે, અને તેથી થયેલા ગેરફાયદાના ઉદાહરણ સામાન્ય. નિશાળમાં ચાલતાં પુસ્તકોમાંથી તેમજ મ્હોટી મ્હોટી પ્રજાના ઇતિહાસમાંથી પણ મળી આવશે. એના ઉપર એક સ્કોટિશ ગ્રંથકારે આખું પુસ્તક લખ્યું છે. આપણી જીંદગીમાં પણ આપ-ણને ઘણીવાર માલમ પડયું છે, અને પડતું જાય છે, કે કાલના ઉપર આધાર રાખવાથી ઘણાં માઠાં પરિણામ થયેલાં છે, અને થાય છે. નિત્ય મંદતા અથવા નિત્ય આળસ જ્યારે કોઇ કારણ મળ્યાથી વૃદ્ધિને પામે છે, ત્યારે નૈમિત્તિક આળસ એવું નામ ધારણ કરે છે. માણસના મનને અથવા તનને શ્રમ કર્યા પછી થાક લાગે, એ સ્વાભાવિક છે: પણ જ્યારે માણસને કાંઇ વ્યાધિ થાય છે, ત્યારે તેને આરામ વધારે જોઈએ છીએ. માણસને કોઇવાર કાંઇ સુઝ નથી પડતી, શરીરમાં ફુરતિ નથી જણાતી; આવી બાબતમાં કાંઈ તેનામાં શરીર વિક્રિયા થઇ હોય છે. આવી તરેહની સુસ્તાઇને દૂર કરવાને તેના કારણભૂત વિક્રિયાને શમાવે, તેવા વૈદકના ઉપાય યોજવા. નહીંતો આવી સુસ્તાઇ પ્રથમતો માણસને રુચની નથી; પણ થોડા દહાડા

પછી તે સુસ્તાઈનો હેવા પડયા પછી રૂચતી જાય છે; અને ધીમે ધીમે ગાઢ આળસના રૂપને ધરે છે. દરેક ચીજ વિચારીને માણસે કરવી જોઇએ; એ નીતિશાસ્ત્રનો સુખદ નિયમ છે, પણ કેટલાક માણસને એવી ટેવ પડેલી હોય છે કે કાંઇ કામ કરવું હોયતો સર્વ કાળ તેનો વિચાર કર્યા કરે, અને એમ જણાવે કે અમે બધી બાબત વિચારીને ડગલાં ભરીએ છીએ; પરંતુ તે કામને સમૂળગું શરૂજ ન કરે, અથવા તો તે કશા કામમાં ન આવે તે વખતે કરે, પણ વેલાસર કરે નહીં: આને પણ આળસનું એક રૂપ ગણીએ તો કાંઇ હરકત નથી. આવી રીતે માણસોના વર્તવાથી કેટલોક વાર ઘણીજ અગત્યની રાજકીય બાબતોમાં મોટાં મોટાં નુકશાન થયેલાં એમ નવા તથા જૂના ઈતિહાસ પરથી જણાઇ આવે છે; આણી ગયા પછી ગમે તે ઉપાય યોજીએ તો કાંઇ અસર થાય નહીં. બીજું અધૈર્ય એ પણ એક પ્રકારનું આળસજ છે. કોઇ પણ કામ આપણે માથે લીધું હોય, અને વખતે તે પૂરું થતાં પહેલાં વચમાં અનેક વિઘ્ન આવી પડે, અથવા તો તે થવામાં આપણે પ્રથમથી ધાર્યો હોય તેથી વધારે કાળ થાય, અને આથી આપણું મન કંટાળી જાય, અને તે કામ પૂરાં કર્યા વગર મુકી દેવાનું મન થાય, ત્યારે જાણવું કે સ્વાભાવિક અથવા નિત્ય આળસે વિઘ્ન અને કાળ વિલંબનો આશ્રય કરીને અધૈર્ય એ નામના નૈમિત્તિક આળસનું રૂપ ધર્યું! આ અધૈર્ય આ જગતમાં માણસનો એક જૂઠો અને અહિતકર અથવા હિતનાશક સલાહકાર છે. જ્યારે કોઇ માણસ તેને માથે કોઇ મહત્કાર્ય લેછે, ત્યારે તે કામ પાર પાડવામાં થોડો વીલંબ થાય છે; એટલે આ જૂઠો સલાહકાર આવીને નીચે પ્રમાણે ડાહ્યો થઇને સલાહ આપે છે:—"આ કામ માથે તો તમે લીધું પણ પહેલાં કાંઈ વિચાર કર્યો નહીં. એ કામજ એવું છે કે કોઇનાથી બનીજ ન શકે; જુઓની તે કરતાં વચમાં તમને અડચણ ઉપર અડચણો નડી. તેમાં તમને ખરચ કેટલું થયું? મહેનત પણ કેટલી પડી, તેતો તમે જાણો છો. વળી હજુ સુધી કાંઇ ફાયદો તમને મળ્યો હોય તેમ જણાતું નથી, અને કદાચ લાભ મળ્યો હશે તો મહેનત તથા ખરચના પ્રમાણ

ભાણુમાં ઘણો જૂજ, માટે આમાંને આમાં તો તમે ખરાબ ખસ્તે થઇ જશો. જો કાંઇ લાભ મળવાનો હોતતો ક્યારનોય મળી ગયો હોત; જો લાભ મળવાનો હોય તો આટલો વિલંબજ શાનો થાય? વળી હજુ સુધી તમારા પ્રયત્નમાં તમને કાંઇ લાભ મળ્યો નથી, તે છતાં તમે તેના તે ઉદ્યમમાં મચ્યા રહ્યાછો, એ જોઇ લોકો તમારી હાંસી કરીને કહે છે, કે તમારૂં ભણતર તથા ચતુરાઇ ચૂલે ચઢી છે. વળી તેઓ કહે છે કે કોઇ આંધળો હોય તે પણ સમજે કે જેમાં કાંઈ ફળ ન જણાયું તેવા ઉદ્યમમાં શા વાસ્તે મંડયા ને મંડયા રહેવું જોઇએ? પણ ભાઈ તેતો બહુ ડાહ્યાછે માટે બહુ ખરડાય એમાં શી નવાઈ? એમણે તો ગધેડાનું પુંછડું, પકડયું તે પકડયું, તેતો મેલવાનાજ નહીં. એમને તો સવાયો લાભ થવાનો તે કોઇ તમે જાણો છો? આ પ્રમાણે લોકોમાં તમારી વાતો થાયછે. આવી સલાહ સાંભળીને અસાવધ મનવાળો માણસ અધૈર્યને વશ થઇ જાય છે, અને પોતાના મનનો નિશ્ચય ડગાવી દે છે. આમ થવાથી ઘણીવાર એમ બને છે, કે આરંભેલું કામ પોતાની પરિપાક અવસ્થામાં હોય છે, તેથી ફળ આપવાની તૈયારીમાં હોયછે, એટલામાં પેલો માણસ અધૈર્યથી તે કામનો પરિત્યાગ કરે છે.જે ફળ તેને મળવાનું હોય છે તે તેને નથી મળતું, એટલુંજ નહીં પણ તેણે જાણે સમૂળગો પ્રયત્ન આરંભ્યોજ ન હોય, તદ્વત્ તેનો સર્વ મહા પ્રયત્ન થઇ જાય છે; અને આ પ્રમાણે તેનો કરેલો સર્વ શ્રમ અને તેણે વ્યયકરેલો સઘળો કાળ નિરર્થક ગયો એમ થાયછે; અને તે બિચારાની અવસ્થા કપટી ભોમિયાથી દોરાયલા મુસાફરના જેવી થાય છે. વળી લોકોમાં ખરેખરી હાંસી તો હવે થાય છે. કેમકે લોકો એમ કહેવાના કે પુંજીઆની મા ગૌતરાટ ઉજવી રહી. માટે પાસે આવેલા ફળને ખોવરાવનાર અધૈર્ય નામના અથવા તો કંટાળા નામના આળસથી પણ પોતાનું હિત ઈચ્છનાર માણસે ચેતતા રહેવું. એકથી વધારે વાર કંટાળીને કાર્ય છોડી દેવાથી માણસમાં અપૂર્ણ પ્રયત્ન કરવાનો અવગુણ પેસે છે. આ અવગુણ પણ આળસ રૂપી નદીના પ્રવાહનું છિન્ન ભિન્ન સ્વરૂપ છે. નદીના પાણીમાં તૂટક પડી ગયેલ હોય છે

ત્યારે જ્યાં પાણી નથી હોતું ત્યાં કોરૂં, વળી પાણી વાળી જગાએ ભીનું હોય છે; તેજ પ્રમાણે જ્યારે માણસના મનમાં ઉદ્યમ કરવાની વૃત્તિનો પ્રવાહ ચાલે છે,ત્યારે તે કોઇ કામ કરવાનું શરૂ કરે છે; વળી પાછી તે વૃત્તિપ્રવાહમાં તૂટ પડે છે, એટલે આળસની વૃત્તિનો પ્રવાહ ચાલે છે અને તે આરંભેલું કામ છોડી દેછે, વળી પાછી ઉદ્યમની વૃત્તિનો પ્રવાહ ચાલે છે એટલે બીજું કામ માથે લેછે, અને ફરી પાછો કંટાળો ખાઇ તેને અધૂરી અવસ્થામાં છોડી દેછે. આવી રીતે અધુરાં અધુરાં કરેલાં કામ કાળનો મિથ્યા વ્યય કરાવે છે. પણ જેમ ખાટલાને વાસ્તે બનાવેલું એક સાલ, ખુરશીને માટે બનાવેલો એક પૈયો, અને ગાડીને માટે બનાવેલું એક પૈડું મળીને કાંઇ ઉપયોગની સારી ચીજ ન થઇ શકે, પણ અમસ્તાં નકામાં પડયાં ન રહે-એક જગો રોકે-તે પ્રમાણે પેલા અપૂર્ણ કામ નકામાં થઇ પડે છે. આમ થતું જોઈને કેટલાક અણુસમજુ માણસ હમેશાં ફરિયાદી કર્યા કરે છે કે અમે પ્રયત્ન કર્યામાં બાકી રાખી નથી. અમે ઘણી જાતના ઉદ્યમ કરી ચુકયા છીએ તો પણ જ્યારે અમે હતા તેવાને તેવા રહ્યા ત્યારે અમારા ભાગ્યનો વાંક. પણ તેઓએ વિચાર પૂર્વક જોવું જોઇએ કે તેમણે ઉદ્યમ ઘણા પ્રકારના કર્યા તે વાત ખરી પણ જ્યારે જ્યારે વચમાં આળસનો પ્રવાહ ચાલ્યો ત્યારે તે પ્રવાહને વશ થઇને તેમણે આરંભેલો પ્રયત્ન છોડી દીધો. અને તેથીજ ઉદ્યમે તમને ફળ ન આપ્યું; માટે વિચાર કર્યા વિગર ભાગ્યને ભાંડવું એ અયોગ્ય છે. આ જાતની આળસ બીજા લોકો કરતાં ગ્રંથકારના વર્ગમાં વધારે હોય છે. તેઓમાંના કેટલાક મારી નજરે એવા પડ્યા છે કે તેઓ ઘડીમાં એક વિષય લખવાનો આરંભ કરે છે વળી થોડાંક પાનાં લખ્યા પછી તે કંટાળીને છોડી દેઇને બીજો વિષય લખવો શરૂ કરે છે; તે વિષયની પણ પહેલાના જેવી દશા કરે છે. કેટલાક વખત પછી જ્યારે પોતાના કામનો તપાસ કરે છે, ત્યારે પ્રસિદ્ધિમાં મુકવા લાયક તેનો એકે વિષય તૈયાર નથી થએલ હતો. તે ગ્રંથકાર પોતાના અધુરા વિષય અને તે લખવામાં થએલા કાળક્ષેપનો વિચાર કરીને, અકાળ ગર્ભપતન થયું છે જેને એવી સ્ત્રી પોતાના અકાળે પ-

ત્તન થએલ ગર્ભનું મુખ જોઇને તથા તેને ઉદરમાં વહન કરવાને વેઠેલા કષ્ટનો વિચાર કરીને જે દુઃખ પામે છે, તે પ્રમાણે પ્રજળ્યા કરે છે. માટે બીજો વિષય આરંભવાને થતો ઉત્સાહ તે આરંભેલા પ્રથમ વિષયને આગળ ચલાવવામાં થતી આળસને દબાવી પાડવામાં યોજવો; જેથી પુર્ણ કરેલો વિષય લાભ આપવા સમર્થ થાય, અને શોકને દૂર રાખે. આપણા હિંદુસ્તાનના લોકોમાં પણ એજ પ્રકારની કુટેવ છે. જો કોઇ કામ નવું આરંભાતું હશે તો તેમાં જઇને તરત માથું ઘાલવાના, પણ એ કામમાં થોડો કાળ ખૂબ જુસ્સાથી કામ કરીને પછી તરતજ ધીમે વીશરામવા લાગવાના, તે છેવટે એટલે સુધી કે તે કામની તદન બેદરકારી કરી દેવાના. આપણા આર્યબંધુઓના આવા સ્વભાવને લીધે તેમને'' પ્રારંભ શૂરા'' એવું દુષણ રૂપ વિશેષણ ચોટયું છે, અને તેમની અધુરાં અધુરાં કામ કરવાની ટેવથીજ હિંદુસ્તાનના હિત કરનાર સાધન રૂપ ફેરફારો ઘણા વિલંબ પછી થાય છે. આ ટેવ અડીઅલ ટટ્ટુના જેવી છે, માટે તેનો વિશ્વાસ ન કરતાં તેને શીઘ્ર ત્યાગવી. કારણ કે તે આપણા ઉદ્યમના માર્ગમાં મુકામસર પહોચાડવાને બદલે સહજ આળસ સ્ફુર્ણરૂપી જાળું જોઈને ભડકી ભાગે છે. અને આગળ તો ડગલું દેજશાનું! તે આ પ્રમાણે રસ્તા વચમાં અટકી પડે છે, અને કોઇ કોઈ વારતો જેથી ફરી નિકળાય નહીં એવા નિરાશાના ખાડામાં માણસને ફેંકી દેછે. અને કોઇ કોઇ વારતો લાભહાનિરૂપ ચોર આવીને પેલા માણસની પાસે જઇ તેના યત્ન લાભ ધનને લુંટી લેછે- આ પ્રમાણે અધવચ લુંટાવનાર ટટ્ટૂ અપૂર્ણ પ્રયત્ન કરવાની કુટેવના રૂપમાં રહેનાર આલસ્ય છે. કેટલાક માણસોને એવી ટેવ પડેલી હોય છે, કે તેઓ આખો દિવસ કામમાં રોકયલા રહે છે, પણ સાંજરે તેમના કરેલા કામની તપાસ કરીએ તો તે કામનો અંત આવેલો હોય, એમ જણાતું નથી. આવા લોકો કામતો કરે છે પણ કરે છે તે રસળતું કરે છે; અર્થાત્ કામની મધ્યમાં આળસ કરે છે. આથી અનેક પ્રકારના નાના નાના અલાભ થાય છે, પણ મુખ્ય અલાભ ત્રણ પ્રકારના થાય છેઃ કામ જોઇએ તે કરતાં મોડું તૈયાર થાય છે, તેથી લાભનો સમય વ્યતીત થવાથી લાભમાં

ન્યૂનતા અને વધારે કાળક્ષેપ થાય છે; બીજો અલાભ એ છે કે આમ રસળતું કામ કરવાથી શ્રમની અધિકતા પ્રતીત થાય છે. જે કોઇ માણસને માથે અમૂક બોજો ચઢાવેલો હોય છે, તે તેની મેળે ઠેકાણે સ-ધ ગયા વિગર અંતે એનો છુટકો નથી. જો આ માણસ આળસને દૂર કરી ચપળતાથી પોતાનું કામ કરી દેતો તો ઠીક, પણ જો માથે ભાર લેઈને રસ્તે રસળતો રસળતો જાય છે, તો જેમ જેમ કાળ જ-તો જાય છે, તેમ તેમ તેને અધિક ભાર લાગતો જવાનો, અને રસ્તો વધારે લાંબો લાંબો લાગવાનો. આથી રસળતાં કામ કરીને જે આ-રામ સુખ મેળવવાને પેલો માણસ ઇચ્છતો હોય છે તેને બદલે વધા-રે શ્રમની પ્રાપ્તિ થાય છે. આ પરથી બીજા પ્રકારનો અલાભ સમ-જી લેવો. ત્રીજો અલાભ, કામના લાંબાપણાથી અને શ્રમના આ-ધિક્યથી થતો ઉત્સાહ ભંગ છે. ઉત્સાહ ભંગ થવાનું બીજું માનસિ-ક સ્વતંત્ર કારણ આ પ્રમાણે છે:—માણસના મનનો સ્વભાવ એવો છે કે જ્યાંસુધી તેને માથે કાંઇ કામ હોય છે, અને જ્યાં સુધી તે કા-મનો અંત નથી આવ્યો હતો, ત્યાં સુધી તે માણસના મન ઉપર કોઈ એક જાતના ભાર જેવું પ્રતીત થયાં કરે છે; તેમાં વળી આ જાતનો ભા-ર જેમ જેમ કાળ જતો જાય છે, તેમ તેમ વૃદ્ધિને પામે છે, અને પ-છીથી તો અસહ્ય ચિન્તાનું સ્વરૂપ ધારણ કરે છે. આવી સ્થિતિમાં માણસના ઉત્સાહનો ભંગ થતાં વાર નથી લાગતી. અને તેથી ઉ-ત્સાહ ભંગ રૂપી કિચ્ચડમાં કળી જવાથી જેટલા અલાભ થાય છે, તે સર્વ ઉત્સાહ ભંગની સાથેજ દેખાય છે. માટે જે કામ આવ્યું, તેને તો પૂરૂં કરવા ઊપરજ માણસે પોતાના મનની ચોટ રાખવી; અને તે જ્યારે પૂરૂં થાય, ત્યારેજ પછી અમૂક કાળ સુધી તે કામની ચિન્તા-માંથી સંપૂર્ણ મુક્ત થઇને આરામ લેવો. કેમકે આ પ્રમાણે આરામ લેવો તેનું નામજ આરામ—આરામ લીધો એમ તો ત્યારે કહેવાય કે જ્યારે મન સ્થંભેલા પાણીની માફક સ્થિતિને પામે. આવી આરામની સ્થિતિરૂપ જળમાં કામની ચિન્તારૂપ કાંકરો પડતાંજ આ-રામના ઇચ્છિત સુખમાં ભંગ થવાનો, અને પરિતાપની ચક્રાવળીઓ ઉઠવાની. માટે જેને ખરા આરામની ઇચ્છા હોય, તેણે કામની વચમાં

રસળવું નહીં. હમણા જે આરામની વ્યાખ્યા ઉપર આપી ગયા, તે પ્રમાણે આરામ લીધાથીજ ફરિને ઉદ્યમમાં પ્રવેશ કરવાનું માનસિક તથા શારિરક કૌવત આવે છે; અન્યથા એ કૌવતને નિર્બળ કરે છે. વળી ઉપર વર્ણવ્યા પ્રમાણે ઉંચે જીવે લીધેલો અધબળ્યો આરામ તેતો ન ગણાય આરામમાં કે ન ગણાય કામમાં. ધોબીનો કુતરો ન ગામનો કે ન ઘાટનો. આવી રસળીને કામ કરવાની ટેવ રીબાવી રીબાવીને મારનાર કસાઈ જેવી છે, અથવા તો ધીમે ધીમે રિબાવીને અંત આણનાર વિષ જેવી છે. એ વિષને દૂર કરવાને જરી પણ કોઇ માણસે પ્રમાદી રહેવું નહીં. આ ટેવ રૂપી વિષથી ઝટ દેઇને થતી હાનિ માલમ પડતી નથી, માટે આથી ઝટ દેઈ ચેતવાનું કોઇ વિરલથીજ બની આવે છે. આમ રસળવામાં ઉદ્યમ અને આળસ્ય એ બેનું સંઘાથે વર્તવું થાય છે. આળસ અને ઉદ્યોગ એક બીજાંનાં વિરોધી છે, તેમને એકઠાં કરવાથી કાંઈ સારૂં પરિણામ થાય, એવો સંભવ રહે નહીં. જે એક ગાડીએ એક બહુજ વેગવાન અને એક અત્યંત અપંગ ઘોડા જોડયા હોય તો પેલા સારા અશ્વને પણ ગહાવેલા પડે છે; તેને પેલી ગાડીનો ભાર તેમજ પેલા અપંગ ઘોડાના ભારને ખેંચવો પડે છે; અને અત્યંત અગવડ ભરેલું લાગે છે. વળી કેટલાક લોકોને એવી ટેવ પડી ગયેલી છે કે તેઓ બીજા લોકોનું કામ કરવું હોયતો તત્પર, પણ જો પોતાનું કામ કરવાનું આવે, તો તે કરવામાં તેમને ગોઠવાતું નહીં; અને ગળીઆ બળદ જેવા થઇ જવાના. આ પણ એક આળસનુંજ રૂપ છે; અને તેથી થતા અલાભ પણ આળસથી થતા અલાભ જેટલા છે. અને વળી જગતમાં થતું ઉપહાસ એ વધારા ખાતાનો અલાભ છે. પારકાં કામ કરતાં પોતાનો ઉદ્યમ ચૂકે છે, એટલે ગરીબાઇતો જાણે વહેલી આવેજ; એટલે જે લોકોનું કામ કરવામાં પેલા માણસે પોતાનો વખત કહાડયો હોય છે, તેના તેજ લોકો તથા બીજા લોકો પણ એમ કહે છે કે જ્યારે જોઇએ ત્યારે એમને કોઈનું કામ કરવાનું હોય ને હોયજ; સારો દહાડો રખડતાને રખડતાજ. જાણે પોતે પરદુઃખભંજન વિક્રમના પિત્રાઇજ હોય નહીં શું! આ સ્થિતિને પામનાર લોકો વિચારની ભૂલથી હેરાયલા હો-

ય છે; તેઓમાં એક પ્રકારની આળસુ આશાઓ (Idle hopes) રહેલી હોય છે. તેઓ મનમાં એમ ધારે છે કે સર્વ લોકો આપણને સારા સારા કહે, અને આપણે કોઇનું કામ કરવાની ના પાડવી એ કોઇને માઠું લગાડવાનું. માટે આપણે તો સર્વની પ્રસન્નતા મેળવવાનો પ્રયત્ન હરકોઇ રીતે કરવો એજ આ જગતમાં જન્મીને આપણું કર્તવ્ય છે. આવા વિચારને વશ થઇને પ્રથમ દોરવાયલા માણસની નજરે તેથી થતી હાનિ કોઈ પણ અંશે જણાતી નથી. માત્ર તેના સર્વ ચકચકિત પણ મિથ્યા તેજવાળા ફાયદાઓ માલમ પડે છે. અને તેથી અંજાઈ ગયેલો પેલો બિચારો માણસ પોતાની તથા પોતાના કાર્યની દરકારથી રહિત થઇને પોતાના ભુલવણીવાળા માર્ગમાં ને માર્ગમાં આગળ વધ્યાજ કરે છે; અને અંત્યે તે મોહકમાર્ગે થઈને લાભવિનાશના ગાઢા અને વિકટ અરણ્યમાં આવી પડે છે. આ ઠેકાણે પરકાર્યપરતા અને સ્વકાર્યપ્રમાદ તથા લોકોપહાસ પોતાનાં અનિર્વચનીય ભયંકર સ્વરૂપ ધારણ કરીને તથા ત્રાસજનક ગર્જના કરીને તેના મૂર્ખત્વનો અને આળસુ આશાના વિષે વિચાર કરીને શોચ કરતા પેલા લાચાર પુરૂષનાં હાજાં નરમ કરી નાખે છે. આ બાબતમાં ઉદ્યમ તો છે, પણ તે પારકાં કામ કરી સૌને રાજી કરવામાં રોકાયલો છે, સહુ રાજી કરવામાં રોકાયલો એક માણસનો ઉદ્યમ આખા સમુદ્રમાં સાકરનો ગાંગડો નાખી સમુદ્ર ગળ્યો કરવા સમાન છે, તેથી પેલા ઉદ્યમથી ઇચ્છેલ અસર થતી નથી, અને સર્વની પ્રસન્નતા પ્રાપ્ત થતી નથી. પ્રથમતો કેટલાંક માણસ તેની વાહવાહ બોલે છે, તેથી તે લલચાઇ જાય છે; પણ આ બોલાતી વાહવાહ મિથ્યા છે. ઉપર પ્રમાણે સર્વજનની પ્રસન્નતા પામવા યોજેલો ઉદ્યમ તદ્દન ખુટી જાય છે, અને પેલા બીચારા માણસના પોતાના કામમાં આળસ અથવા પ્રમાદને જન્મ આપે છે. માટે ઉપર પ્રમાણે વર્ણવેલો ઉદ્યમતો આળસનો પિતા થયો એમ એક પક્ષે કહેવાય. માટે એ પ્રમાણે વિચારમાં ભૂલ કરીને યોજેલો ઉદ્યમ આળસ જેટલોજ અથવાતો આળસ કરતાં પણ વધારે દુઃખદ અને ભયંકર પરિણામને આણનારો છે. આવી જાતની અથવા આવા સ્વરૂપની આળસના ભોગ થઇ પડેલા મા—

ણુસોને હમેશાં લોકોતો એમજ અંતે કહેવાના કે " ભાઇને પાઇની પેદાશ નહીં, અને ઘડીની નવરાશ નહીં." આ પ્રમાણે વિચાર કરીને તથા એવાજ પ્રકારના માણસોની સ્થિતિ વિશે વાંચીને તથા સાંભળીને સાર લેઇને અથવા તો તેવા માણસને નજરે પીડાતા જોઇને સાર લેઇસુધરવું એજ આવા પ્રકારની સ્થિતિથી મુક્ત થવાનો ઊપાય છે. આ જાતની સ્વકાર્યપ્રમાદજનક ભૂલથી જ્યાં લગણ તેથી થતી હાનિમાં સપડાય જાઈએ, ત્યાં લગી માણસથી ચેતવાનું બનતું નથી. ઉદ્યમને પોતાને ઠેકાણે લાવીને સ્થાપ્યો, એટલે જેમ માટી વિગરે જળમાં નાખવાથી અંતે જળ નિવૃત્ત થઇને પાછું સ્થળ થાય છે, તે પ્રમાણે સ્વકાર્ય પ્રમાદ જઇને સ્વકાર્ય કર્તા ઉદ્યમ થશે. આ ઉપરથી એમ અમારૂં કહેવું નથી કે પોતે પોતાનું કામજ કર્યા કરવું, અને બીજા લોકોને ગમે તેવું નુંકશાન થતું હોય, તોપણ તેમનું કામ ન કરવું, અને તદન એકલપેટા થઈ જવું. પણ કહેવાનું તાત્પર્ય એ છેકે આપણે આપણા કાર્યમાં તદન બેદરકાર અથવા પ્રમાદી થઇને પારકા કાર્યમાંજ ધ્યાન દેઇએ એ કોઈ પણ દિવસ સુખદ થવાનું નથી. વળી કેટલાક માણસને એવી ટેવ હોય છે કે તેઓ કામતો હમેશાં કરે, પણ જે જે કામ કરે તે વગરઉપયોગનું કરે. આ ટેવ પણ આળસના જેટલીજ હાનિકારક હોય છે. અને આ ટેવ બેદરકારપણાના સ્વરૂપે રહેલી આળસનું પરિણામ છે, એમ વિચાર કરતાં સહજ માલમ પડશે. આવી ટેવ કેવા માણસને અને શી રીતે પડેલી હોય છે, એનો પ્રથમ વિચાર કરવો જોઇએ. જેઓ પૈસાદાર હોય છે, અથવા માથે સમર્થ વડિલ હોવાથી ખાવા પીવાની અને લુગડાં લત્તાની અને વાવવાના પૈસા વિગેરેની જેઓને જરૂર નથી પડતી, તેઓમાં આ ટેવ તેમને માલમ ન પડે તે રીતે છાનીમાની પ્રવેશ કરી દેછે. કારણ કે પ્રથમ કાંઈ ઉદ્યોગની તેમને જરૂર પડતી નથી, પણ નવરા ન બેશી રહેવું જોઇએ, એવા સારા વિચારથી તેઓ કાંઈ કાંઇ કામ કરવું આરંભે છે. પણ તેમને કોઇ પ્રકારની તંગી ન હોવાથી જે કાંઇ કામ તેઓ પોતાના હાથમાં લેછે, તેના ઉપયોગિપણા વિષે વિચાર કરવાની તક મળતી નથી, તેઓ

માત્ર એટલુંજ સમજેછે કે નવરા બેસી રહેવા કરતાં કાંઈ કરવું એ સારૂં. હવે આવા માણસોને જે વખતે ધન નથી હતું અથવા તો જે વડિલના હાથ નીચે ચેન બાજી કરી હોય છે તેનું મૃત્યુ થાય છે ત્યારે પોતાને માથે સઘળો ભાર આવી પડેછે; ત્યારે તેમની બિચારાની મહાશોચનીય અને હાસ્યપાત્ર અવસ્થા થઇ પડે છે. ઘણા સેઠીઆના છોકરાઓ કે જેઓ પોતાના વડિલની હયાતીમાં ઉદ્યોગી અને હુન્નરકળાવાળા થયેલા હોય છે, તેઓ તેમના વડિલના મુવા પછી તેમના ઉપર ધુંસરી મુકાયા પછી વ્યવહાર ચલાવવાને નાલાયક માલુમ પડયા છે અને પડે છે. તેમનો નિરૂપયોગી હુન્નર તથા કળા આ વખતે કાંઇ ઉપયોગમાં નથી આવતો. અને તેઓ "Active for nothing" કહેવાય છે. જેઓ પહેલા એટલા કુશળ ગણાતા તે એટલી વારમાં અકુશળ કેમ થઈ ગયા? તેઓ બીચારા કુશળતો હતા પણ અનુપયોગી કામમાં મેળવેલી કુશળતા કાંઈ વ્યવહારમાં કામમાં નથી આવતી. માટે વડિલોએ પોતાનાં નાનાં છોકરાંથી તે મહોટામાં મહોટાં માણસ ઉદ્યમી છે કે નહીં, અને ઉદ્યમ કરે છે તો કાંઇ ઉપયોગમાં આવે એવો ઉદ્યમ કરે છે કે અમસ્તો ગન રગાડો કરવાને ઉદ્યમ કરે છે, અને છોકરાંને નહાનપણથી ઉપયોગમાં આવે તેવો ઉદ્યમ શીખવવાને ગરીબ કે તવંગર સૌએ સરખી કાળજી રાખવી. આ બાબતમાં પ્રમાદ કરવાથી મિત્રનું રૂપ ધરીને આવેલા શત્રુની માફક ઉદ્યમનું રૂપ ધરીને આવેલી આળસ કુટુંબમાં પ્રવેશ આપણને છેતરીને કરે અને ધીમે ધીમે લાગ જોઇને કુટુંબને હીણપત ભરેલી રીતે અર્થાત્ વડિલોની આબરૂને નુકશાન ભરેલી રીતે નાશના રસ્તામાં નાખશે. આપણે આપણી નજરે ઘણા સદ્‌ગૃહસ્થોનાં કુટુંબની સ્થિતિ હાલ જોઇએ છીએ; તેમના વડિલો વ્યવહારની ધુંસરી કેવી કુશળતાથી વહન કરી પોતાનું માન અને ધન જાળવતાં. આ વડિલોનાં વખતમાં તેમના પુત્રો કેવા હુશીયાર ગણાતા. પણ તે વડિલોના ગયા પછી તે છોકરાઓને પઇ વધારવાની તો શું પણ પઇ જાળવી રાખવાની પણ સુજ પડતી નથી. આવી સ્થિતિમાં આવેલાં કુટુંબ દરેક શહેરમાં મને લાગે છે કે હશે.

ઉપરનાં કેટલાક પૃષ્ટમાં વર્ણવ્યા પ્રમાણે આળસ અનેક રૂપમાં રહે

છે, તે સર્વેનું વર્ણન કરવું આ લઘુ પુસ્તકમાં શી રીતે બને? માટે તેના મુખ્ય મુખ્ય સ્વરૂપ વાંચનારને માટે યથાશક્તિ ચીતર્યા છે. પણ એ વિષે છેલી સુચનાએ છે કે જ્યારે માણસ આળસનો ત્યાગ કરી દેઇને ઉદ્યોગનોજ માત્ર આશ્રય કરેછે, ત્યારે આળસને પેલા માણસમાં પ્રવેશવાનો બીજો રસ્તો રહેતો નથી; ત્યારે આળસ યુક્તિ પૂર્વક ઉદ્યમ દ્વારાએજ અથવા તો ઉદ્યમનું અનેકરીતે રૂપ લેઇને પ્રવેશ કરીને માણસને ખરાબ કરવાને યત્ન કરે છે; આથી માણસે ઉદ્યમ કરતાં છતાં પણ સાવધ રહીને જો-તા રહેવું કે મારા ઉદ્યમમાં કોઇ પણ રીતે કોઇ પણ રૂપમાં આળ-સનો પ્રવેશ છે? અને જો તેને કાંઇ તેવું માલમ પડે તો સત્વર ઉપાય લેઇને તે પ્રકારની આળસને ખશેડવી. આમ હમેશાં સાવધ રહેવાનો ઉદ્યમ ચાલશે, તો અસાવધપણું દૂર થતાં તે માણસ આળસથી તદ્દન મુક્ત થઇ ઉદ્યમના સર્વોત્તમ લાભનું અત્યંત સુખ ભોગવશે. હવે ઉ-દ્યોગથી થતા લાભ તથા આળસથી થતી હાનિ વિષે ગ્રંથ વિસ્તારાનુ-સાર લખાઇ રહેવાથી, જે ઉદ્યોગી પુરૂષોએ ઉદ્યોગના ખરા સ્વરૂપને જાણીને તેથી લાભ મેળવી લીધા છે. તેઓનાં જન્મ ચરિત્રો અત્રે મુક-વા યોગ્ય જણાયાથી તેમ કરીને ગ્રંથોપસંહાર કરવામાં આવશે. ઘ-ણા વિદ્વાનોનો એવો મત છે કે જન્મ ચરિત્ર એક નકશો છે; તે જે જે રસ્તે થઇને પ્રખ્યાત પુરૂષો ગયા તેતે રસ્તાનું યથાર્થ જ્ઞાન આ-પે છે. માટે ઉદ્યોગી માણસોના જન્મચરિત્ર અત્રે ટુંકામાં લખવામાં આવશે, તોપણ સારી અસર કર્યા વગર રહેશે નહીં:—

સૌથી મહેનતુ, ધીરજવાળો અને કંટાળી ન જાય તેવા માણસો માંનો એક જેમ્સ વોટ હતો; તેનો પિતા સુતારનો ધંધો કરતો હતો. આ ઉદ્યોગી પુરૂષના હેવાલ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે પ્રખ્યાતિ અને ધન ઘણા બુદ્ધિમાન પુરૂષોનેજ મળે એ વાત ખરી નથી. હુશિ-યારિ પણ મંડયા રહી મહેનત કરીને અનુભવ મેળવવાથી આવે છે. તેના સમયમાં તેના કરતાં વધારે જાણનાર પુરૂષોની કાંઇ ખોટ નહોતી પણ પોતાના જ્ઞાનને ઉપયોગી ચીજોની શોધ કરવામાં યોજનાર અને મહેનતથી ન થાકતાં પોતાના કામમાં મંડયો રહેનાર તો વોટજ હતો. જેને લીધે માણસ પોતાનાં સર્વ કામમાં ફતેહ મેળવી શકે છે તે ધ્યા-ન પૂર્વક કામ કરવાની ટેવ તેને સંપૂર્ણ રીતે પડેલી હતી. જ્યારે તે

નાનો છોકરો હતો ત્યારથીજ તેના રમકડાંજ એવાં હતાં કે તેનું ધ્યાન શાસ્ત્રીય વિષયપર ખેંચે; તેનો પિતા સુતારનો ધંધો કરનાર હોવાથી તેની દુકાનમાં જે કંપાઉન્ટસ હતા તે જોઇને વેટનું મન ખગોળ તથા નેત્રવિષયક શાસ્ત્રમાં ગયું. તેની તન દુરસ્તી સારી ન હોવાથી તેનું મન થોડુંક ફિસિઓલોજી તરફ પણ દોડયું. તે વારંવાર પ્રગણાંઓમાં ફરવા જતો અને આથી તેનું મન વનસ્પતિ વિદ્યા તથા ઇતિહાસના અભ્યાસ તરફ આકર્ષાયું. જ્યારે એ ગણિત શાસ્ત્ર સંબંધિ યન્તો બાંધવાનું કામ કરતો હતો, તેવામાં તેને ઓરગન નામનું વાદિત્ર બનાવવાનું કામ આવ્યું. અને જો કે તે સ્વરશાસ્ત્રમાં પ્રવેશવા લાયક ઉત્તમ અધિકારિ નહોતો, તે છતાં પણ તેણે અભ્યાસ માંથે લીધો, અને ઉદ્યોગ અને ખંતી પણાના પ્રભાવથી તે વાદિત્ર બનાવવામાં ફતેહ પામ્યો. અને તેજ પ્રમાણે જ્યારે ગ્લાસગોની યુનિવરસિટિનો ન્યુકોમને બનાવેલા વરાળ યંત્રનો નમુનો સચ કરવાને તેના હાથમાં આવ્યો, ત્યારે તેણે એકદમ તાપ, બાફ અને બાફના ઘટી ભવન વિષે અભ્યાસ આરંભ્યો, અને તે વખતે એ ત્રણ વાના વિષે જેટલું જણાયેલું હતું તેટલું જ્ઞાન તેણે મેળવ્યું. આ કામ કરતો જતો હતો, તેજ વખતે યંત્ર શાસ્ત્રનો અને યંત્રકૃતિનો અભ્યાસ કર્યે જતો હતો. છેવટે આ સર્વેનું પરિણામ એ થયું કે તેણે કોન્ડેન્સિન્ગસ્ટીમ એન્જીન બનાવ્યું. દશ વર્ષ સુધી તેણે પોતાની શોધની યુક્તિઓ આગળચલાવી. આ અરસામાં તેને કોઇ દિલાસો કે ઉત્તેજન આપનાર નહોતું. તે આ વખતે પોતાના કુટુંબનું ગુજરાન ચલાવવા કંપાઉન્ટ બનાવી વેચતો તથા વાંસળીઓ, તથા સારંગીઓ તથા બીજાં વાદિત્ર બનાવતો તથા સુધારતો; તે કડીઆ કામની માપણી તથા રસ્તાની માપણીઓ કરતો. અને જે કામમાંથી તેને પ્રમાણિક પણે નફો થાય તેવાં કામ કરતો. છેવટે વેટને એક યોગ્ય ભાગીઓ મળ્યો; તેનું નામ મેથ્યુ બૌલ્ટન હતું. તે પણ મહા ઉદ્યોગી પુરૂષોમાંનો એક હતો. તેણે વેટના કોન્ડેન્સિંગ એન્જીનને કામમાં યોજવાની સઘળી મહેનત માંથે લીધી. વેટની પછી ઘણા શોધકોએ સ્ટીમ એન્જીનની શકિતમાં વધારો કરનાર ઘણા ફેરફાર કર્યા તથા તે શકિતને જુદા જુદા કામમાં વાપરી, પણ સ્ટીમ એન્જીનના ખરેખરા સ્વરૂપને બાંધનાર ત-

શીકેની કીર્તિનો સંપૂર્ણ હક તો વોટનો છે. આ વોટના કોન્ડેન્સિંગ સ્ટીમ એન્જીનથી કેટલા બધા ફાયદા થયા છે? સાર્વજનિક સુખમાં તથા બીજી અનેક બાબતોમાં કેટલો વધારો થયો છે! દુનિયાના સઘળા ભાગો એક બીજા સાથે ઘણો ગાઢ સબંધ આથી કરીનેજ રાખી શકેછે.

સંપૂર્ણ ઉદ્યોગના સેવકોમાંનો એક મી. ઉલિઅમ જેકસન ગણાયોછે. તેના પિતાને અગિયાર છોકરાંઓ હતાં. તે સરજન હતો. તેથી તે પોતાના કેટલાંક છોકરાંને સારી કેળવણી આપી શક્યો. પણ તેના મરણ પછી જે તેનાં નાનાં છોકરાં હતાં, તેમને કેળવણી લેવામાં વાંધા પડયા, કારણકે તેમને પોતાનું ગુજરાંન પોતાની મેળે ચલાવવાનું હતું. આમ થવાથી ઉલિયમને બાર વર્ષની ઉમરે પોતાનો અભ્યાસ ત્યાગ કરીને ગુજરાન ચલાવવા માટે કામેલાગવું પડયું. ને તેવહાણમાં કામે લગાડવામાં આવ્યો હતો. તેને ત્યાં આગળ સવારના છ વાગ્યાથી તે રાતના નવ વાગ્યા સુધી પુષ્કળ કામ કરવું પડતું હતું. તેનો જે ઉપરી હતો તે માંદો પડયો, અને તેથી હવે તને બીજી જગોએ કામે લગાડયો. આ જગામાં તેને કાંઈક આવકાશ મળવા લાગ્યો, પણ આ ઉદ્યોગી પુરૂષ તે અવકાશને મિથ્યા ગુમાવે એમ કોઈના માનવામાં પણ ન આવે; અને તેણે પણ તે અવકાશનો સારો ઉપયોગ કર્યો અને તેણે "Encyclopoedia Britannica" નામનું પુસ્તક આખું વાચ્યું. પોતાની નોકરીના કામને લીધે તે દિવસે તો આ પુસ્તક વધારે વાર વાંચી શકતો નોહોતો પણ રાત્રિના સમયનેનકામો ન ગાળતાં તેનો વધારે લાભ લેતો. કેટલાકને તો વખત મળેછે, તોપણ તેને નકામો ગાળે છે; તો આ માણસે પોતાના સમયનો જે ઉપયોગ કર્યો તે પરથીજ તેનો ઉદ્યોગી સ્વભાવ સમજવો કોઇને કઠિણ પડે તેમ નથી. અને આપણે યથાર્થ જાણીએછીએકે. "उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी": આ વાક્ય અંતે આ પુરૂષની બાબતમાં સત્ય થયું; અને જ્યારે આ નરે પછીથી પોતે ધંધો ચલાવવા માંડયો, ત્યારે આબાદાની પામ્યો અને એવો જબરો વહાણવટી શાહુકાર થયો કે તેનાં વહાંણ એકે એક સમુદ્રમાં ફર્યાં અને તેની વ્યાપાર સંબંધીવગનો ડંકો એકે કાળે દુનિઆના દરેક ભાગમાં વાગ્યો. જો ઉદ્યોગ કરે તો માણસ શું ન

કરી શકે? કિંચિત્ વગરનો માણસ ઉદ્યમથી સર્વસ્વ વાળો થાય તેનો આ પ્રત્યક્ષ દાખલો. સર રિચર્ડ આર્કરાઈટના નામથી દુનિયામાંનો કોઇ પણ કેળવાયલો માણસ અજાણ્યો નહીંજ હોય. શાળામાં ભણતા વિદ્યાર્થીથી તે મ્હોટામાં મ્હોટા વિદ્વાનો સુધી સર્વેને તેનું નામ જાણીતું છે; તેની આ કીર્તિ તેના ઉદ્યોગની પુત્રીછે. આ ઉદ્યોગી નર ઈ૦ સ૦ ૧૭૩૨ની સાલમાં જન્મ્યો હતો. તેની જન્મભૂમિનું ગામ પ્રેસ્ટનછે. તેનાં માબાપ ઘણાંજ ગરીબ અવસ્થામાં હતાં અને "ખાનાર ત્યાંજ ખાજ નહીં ને ખાજ ત્યાં ખાનાર નહીં." એ કહેવત પ્રમાણે તેમને તેર છોકરાં હતાં. આ તેરમાં સૌથી નાહાનો આગળ પ્રખ્યાતિને પામનાર રિચર્ડ આર્કરાઈટ હતો. ગુજરાન ચલાવવાનું જ્યાં મુશ્કેલ ત્યાં છોકરાંને કેળવણી તો ક્યાંથીજ અપાય? આથી રિચર્ડે નિશાળનું તો મ્હો પણ જોયું નહોતું. તેણે આબાદાનીમાં આવ્યા પછી જે અભ્યાસ કર્યોતે પણ એટલો થોડો હતો કે તે મહામુશ્કેલીથી લખી શકતો. જ્યારે એ ભણવા લાયક છોરાનીવયમાં હતો, ત્યારે તેનાં નિરધન માબાપે એક હજામને ત્યાં હજામનો ધંધો શિખવાને ગોરે તેને અંધણીથી ગુમાસ્તો મુક્યો. પછી તેણે બોલ્ટન ગામમાં પોતાની સ્વતંત્ર હજામની દુકાન કાઢી. આ ગામમાં તેની જમીન નીચે એક ભોંયરામાં પોતાની દુકાન રાખી. પણ બીજા જાણીતા હજામને છોડીને આ નવા અજાણ્યા હજામની પાસે કોઈ આવે નહીં. આ ઉપરથી આ ઉદ્યોગી હજામે એક ઉદ્યોગી યુક્તિ કરી. તે કામથી કંટાળે તેવો નહોતો. માટે બીજાથી વધારે કામ કરીને પણ બીજા જેટલી પેદાશ કરવાનો નિશ્ચય કર્યો. બીજા પૈસે કામ કરે તો તેણે પઇએ કામ કરવું પણ કામ કરવું એતો સિદ્ધજ. આગ ધારી તેણે પોતાના ભોંયરાને મ્હોડે પાટિયું ચોડયું અને ઈંગ્રેજીમાં આવા અર્થનું લખાવ્યું:— "આ ભોંયરામાં રહેનાર હજામની પાસે આવો અને તે એક પેનિમાત્ર લેઈને હજામત કરશે." આ પ્રમાણે સુંઘો ભાવ હોવાથી બીજા હજામનાં ઘરાકો દોડતાં આ રીચર્ડની પાસે આવ્યાં. અને બીજા હજામને નવરા બેશી રહેવા જેવું થયું. તેથી બીજા હજામોએ પણ હજામત કરવાની ફી તેના જેટલીજ રાખી. ત્યારે રિચેર્ડ. પોતાની દુકાનના પાટિયા ઉપર લખાવ્યું કે "અર્ધી પેનિમાં સાફ હજામત." અને આ રીતે ફરિને બીજા સઘળા હજામ-

ને એકવાર ધરાક વિનાના કર્યા. આ પ્રમાણે કેટલાક વર્ષ લગી હજામનું કામ કર્યું. અને પછીથી વાળનો ધંધો કરવા લાગ્યો. તે વખતે વિલાયતમાં બનાવટના ચોટલા તથા ચોટલીઓ પહેરવાનો ચાલ હતો. અને તે બનાવવામાં વાળની બહુ જરૂર પડતી. મેળાઓ અથવાતો બીજા પ્રકારના મેળાવડાઓ કે જ્યાં જુવાન બૈરીઓ એકઠી થતી ત્યાં આગળ રિચર્ડ તેમના વાળ લેવા જતો. વળી તે એક પ્રકારનો વાળ રંગવાનો રંગ બનાવતો અને વેચતો. આટલો આટલો તે રોજગારમાં મચ્યો રહેતો તે છતાં કાંઈ તેની પાસે મુડી બંધાઇ નહીં, પણ ફક્ત પેટનું પુરૂ થતું. પણ હવે તેનો વાળ વેચનારનો ધંધો વધારે વાર ચાલવાનો નહોતો. વિલાયતમાં પહેરવા ઓઢવાની ફેશનો વારંવાર બદલાયછે તે પ્રમાણે બનાવટના ચોટલા તથા ચોટલી પહેરવાનો ચાલ નીકળી ગયો. હવે શું કરવું તે વિચારમાં રિચર્ડ પડયો. પણ તેનું મન યંત્રકળામાં શોધક હતું. તેથી રૂ કાંતવાના સંચા બનાવવા તરફ લાગ્યું. આ વખતે તે પરણેલો હતો. પોતાનાં શોધમાં તે એટલો ગરક થઇ ગયો કે રાત્રિ દિવસ તેમાંજ મંડયો રહે, પણ પોતાના ગુજરાન સરખાની પણ દરકાર ન રાખે. આથી પોતે જે થોડા પઇસા એકઠા કર્યા હતા તે પણ ચાલી ગયો, અને હવે ભિખારીદાસની સ્થિતિમાં આવ્યો. સ્ત્રી સહિત તેને ઘણી અડચણો પડવા લાગી. સ્ત્રી જાતના સ્વભાવ પ્રમાણે પેલી સ્ત્રી કેમ ઘર ચલાવવું તે વિષે ફરિયાદ કરવા લાગી; અને એકવાર ગુસ્સાને લીધે આવા મિથ્યા શોધમાંથી તેને અટકાવવા તેને બનાવેલા એક યંત્રનો નમુનો ભાગી નાખ્યો. આથી ઉદ્યમનો અને ખંતી પણાનો ખરો ભક્ત રીચર્ડ સ્ત્રીનો ત્યાગ કરીને ઉદ્યમનો અનન્ય સમર્પણી ભક્ત સન્યાસી થયો. જે નમુનો તેની સ્ત્રીએ ભાગી નાખ્યો તે નિત્યગતિમાન યંત્રનો હતો. તેને એક કે નામના ઘડીઆળી સાથે ઓળખાણ થઈ હતી, અને તેણે કાતવાના સંચાવિષે કાંઇ તેને ઇશારત કરી હતી. કોઈ કહેછે કે તે વિષે તેના મનમાં સ્વતઃ વિચાર આવ્યો હતો. હવે આર્કરાઇટે વાળ એકઠા કરવાનું કામ તદન છોડી દીધું, અને પ્રેસ્ટનની ગ્રામર સ્કુલના એક ભાગમાં પોતાનો સંચો બનાવવાનું કામ ચલાવ્યું. આ વખતે તે ચીંથરે હાલ થઇ ગયો હતો, આ વાત નીચેની બીનાપરથી સહજ સમજાશેઃ-જ્યારે તેને પા-

રલામેન્ટના એક મેમ્બરની નીમણુંક વિષે મત આપવા જવાનું હતું ત્યારે તેને સારાં લુગડાં પહેરાવવા માટે લોકોને ઉઘરાણું કરવું પડયું હતું. પ્રેસ્ટન શહેરમાં હાથેથી કાતનારા લોકની વસ્તિ વધારે હતી, અને જો ત્યાંજ આર્કરાઈટ પોતાનો સંચો જાહેરમાં મુકે તો લોકો હુલ્લડ કરીને તે સંચાના કડકે કડકા કરી નાંખ્યા વગર રહે નહીં. લોકો ઠામે ઠામે બડબડવા લાગ્યા હતા. આથી તે બીચારાને લેન્કેશાયરનું પ્રગણું છોડીને જવું પડયું. પોતાનો સંચો લેઇને તે નોટિન્ગહામ ગયો. આ સ્થળ પેરસ્ટન કરતાં વધારે નિર્ભય હતું. આ ઠામે તેને પૈસાની મદદની જરૂર પડી, અને તેથી તેણે કેટલાક નાણાવટીઓને અરજ કરી. તેઓમાંના એક માણસે મદદ કરવા હા કહી, પણ તેનો સંચો પુરો થયો નહોતો તેથી પછાથી મદદ આપવાની ના કહી. છેવટે તેને મેસર્સ. સ્ટ્રટ તથા નીડે મદદ કરી અને આર્કરાઇટને નામે તે સંચાનો પરવાનો મેળવ્યો. નોટિંગહામની મીલમાં ઘોડાથી કામ ચલાવવામાં આવતું હતું, અને ડરબીશાયરમાં ક્રોમ્ફોરડની મીલમાં પાણીથી ફેરવાતા ચક્રથી કામ ચલાવવામાં આવતું હતું. હજુ સુધી આર્કરાઇટને કાંઇ લાભ મળ્યો નહોતો. પણ હવે જ્યારે લાભ મળવાનો વખત આવ્યો, ત્યારે લેન્કેશાયરના લોકોએ હુલ્લડ કર્યું અને ચોરલી આગળ બાંધેલો તેનો એક સંચો પોલીસનો સારો બંદોબસ્ત છતાં પણ ભાગી નાખ્યો. સર્વ કારીગર લોકો તેને પોતાનો સામાન્ય દુશ્મન ગણવા લાગ્યા. લેન્કેશાયરના લોકોએ તેનો માલ સૌથી સારો છતાં ન લેવાનો બંધ બાંધ્યો; અને તેને કાયદાની કોરટમાં ખરાબખસ્તે કરવાનો નિશ્ચય કર્યો.

કોરટમાં છેવટે આર્કરાઈટ હાર્યો અને ત્યાર પછી એકવાર જ્યારે તે રસ્તામાં જતો હતો, ત્યારે તે સાંભળે તેટલો ઘાંટો કાઢીને એક માણસે કહ્યું કે ' છેવટે પેલા ઘરડા હજામને આપણે ઠેકાણે કર્યો છે." આ સાંભળીને આર્કરાઇટ ધીરજથી બોલ્યો કે "હજીમારી પાસે એક એવો અસ્ત્રો છે કે તે તમારા સર્વના માથાને હલકાં કરશે." પછી તેણે લેન્કેશાયરમાં ડરબીશાયરમાં તથા સ્કોટલેન્ડના ન્યુલેનાર્કમાં નવી મીલો સ્થાપી. અને ભાગીદારની મુદત પુરી થયે ક્રોમફર્ડની મિલપણ તેના કબજામાં આવી. થોડા દિવસમાં તેનો વ્યાપાર જામ્યો, તે આબાદાની પામ્યો અને સર્વ કાતનારાનો ભાવ મુકરર કરવાની સત્તા પા-

ઓ. આર્કરાઇટ દૃઢ નિશ્ચયવાન, ધૈર્યવાળો તથા વ્યવહારમાં કુશળ હ-
તો. તે ઘણીવાર સવારના ચાર વાગ્યાથી તે રાતના નવ વાગ્યા સુ-
ધી પોતાની મિલમાં ગોઠવણ તથા બીજાં અનેક કામ પળ પણ વિ
રામ લીધા વગર કરતો હતો. પચાસ વર્ષનો જ્યારે તે થયો ત્યારે તે-
ણે ઇંગ્રેજી વ્યાકરણ અને ઈંગ્રેજી લખતાં શીખવા માંડયું. તેની સત્તા
એટલી વધી હતી કે તેને એકવાર ડર્બીશાયરમાં હાઇ શેરીફ નીમ્યો
હતો. અને પછીથી જ્યોર્જથી થર્ડે તેને નાઇટની પદવી આપી હતી. તે
ઇ. સ. ૧૮૭૨ માં મરણ પામ્યો. આ પુરૂષના ચરિત્રમાં તેની સ્થિ-
તિ, કેળવણી, મહેનત, વિઘ્નો, તે સહન કરવાની શક્તિ તથા ધીરજ
વિષે વિચાર કરવો યોગ્ય છે. અને ઉદ્યોગ તેને કેટલો પ્રિય હતો તે
તેણે પોતાની ઉદ્યોગમાં ભંગ કરનાર સ્ત્રીને તજી દીધી તેપરથી સ્પષ્ટ
જણાઇ આવે છે. આવાજ પુરૂષો પ્રજાના સુખનાં અને પ્રત્યેક માણ-
સને સુખનાં સાધન મેળવી આપી કીર્તિપામવા યોગ્ય છે. કોઇ પણ
પ્રકારના ઉદ્યોગમાં મચ્યા રહેવાથી આપણને સ્વાભાવિક અડચણો પ-
ણ હરકત કરતી નથી, તે દેખાડી આપવાને આ નીચે ડેમોસ્થિનિસ
નામના એથેન્સના જુના સુભાષિત વકતાનું ચરિત્ર મુકયું છે. સૌથી
ઉત્તમ વકતાઓ "એટિક ઓરેટર્સ" એ નામથી ઓળખાતા હતા.
આ સર્વમાં મુખ્ય એવો ડેમોસ્થિનિસ ઇસવીસન પૂર્વે ૩૮૨ કે ૩૮૩
માં જન્મ્યો હતો. તે સાત વર્ષનો હતો તે વખતે તેનો પિતા ગુજરી ગ-
યો. તે ડેમોસ્થિનિસની મિલકતની વ્યવસ્થા કરવાને વાલી નીમી ગયો
હતો. પણ આ વાલીઓએ તે બિચારા છોકરાની ઘણી મિલકત પચા-
વી પાડી. સંકટનો સમય ઉદ્યોગની શાળાનો મ્હોટો અધ્યક્ષ છે. આ
પ્રકારની આપત્તિ તે છોકરાને મહાન્ વકતા બનાવનારૂં એક કારણ થ-
ઇ પડયું. જેમ જેમ ડેમોસ્થિનીસ મ્હોટો થતો ગયો, તેમ તેમ તેના
વાલીની આવી અપ્રમાણિક ચાલ તેની આંખમાં ન સમાવા લાગી;
અને લાગ મળ્યે પોતેજ ન્યાયસભામાં તેમના ઉપર ફરિયાદિ કરીને
પોતાની મિલકત પાછી મેળવવાનો નિશ્ચય કર્યો. વળી તેને બીજી એક
શરીરની નબળાઇ રૂપી અડચણ હતી, તેથી ગ્રીક લોકને જરૂરની ક-
સરતી કળા તે શીખી ન શકયો. આથી તેનું મન મનની કેળવણીના
ઉદ્યોગ તરફ વળ્યું. ઇસિયસ નામના નામાંકિત વકીલને ત્યાં તે શીખ-

થાને રહ્યો. અને જ્યારે તે જોઈતી હુંશીઆરી મેળવી રહ્યો, ત્યારે તેણે તેના વાલીઓની સામે દાવો કર્યો અને પોતાની વકીલાત પોતે કરી અને પોતાની મીલકતનો મહોટો ભાગ તેઓની પાસેથી મેળવ્યો. તેની આ ફતેહથી તે જાહેર સભામાં બોલવાને ઉશ્કેરાયો; આ બાબતમાં તેનો પહેલો પ્રયત્ન નિષ્ફળ થયો, અને લોકોની તરફથી તેની ખુબ હાંસી થઇ. પણ કેટલાક ડાહ્યા પુરૂષોને આના બોલવામાં કાંઇક ઉત્તમતા રહેલી છે, એમ જણાયું. આ હાંસીથી નાસિપાસ થઈને તે પાઇરીઅસ નામની જગો આગળ એકલો રખડતો હતો. ત્યાં તેને યુનોમસ નામનો એક ઘરડો શહેરી મળ્યો. તેણે તેને હીંમત રાખીને મંડયા રહેવાની સલાહ આપી. તેણે કહ્યું "તમારી બોલવાની ઢબ છબ પેરિકલીસના જેવી છે, પણ તમને બોલવાનો માવરો ના હોવાથી જાહેરમાં બોલતાં તમને હિંમત રહેતી નથી. લોકોના હાકોરથી તમે ગભરાઈ જાવછો, અને જાહેરમાં ઘાંટો પાડીને બોલવ જેટલું પણ શારીર જોર મેળવવાને તમે પ્રયત્ન કરતા નથી" તે વૃદ્ધ પુરૂષનું આ બોલવું સાંભળીને ઉશ્કેરાયલો ડેમોસ્થિનીસ પોતાની ખામીઓ સુધારવાના ઉદ્યમમાં તનમનથી મંડયો. તેની ખામીઓ એવી હતી કે તે બહુમાં બહુ કરેતો ઓછી કરી શકાય, પણ તદન નિર્મુળતો નજ થાય. તેનો ઘાંટો ઘણો નબળો હતો, તથા અપૂર્ણ ઉચ્ચાર વાળો હતો. અને બોલતી વખત થતા તેના હાવ ભાવ બેડોળ અને અનિયમિત હતા. સેટિરસ નામના એક નાટક ભજવનારે તેને ઘણી મદદ કરી. તેણે તેને સોફોકલીસ અને યુરીપાઇડીસના ગ્રંથમાંનાં વાકયો બરોબર રીતે મોઢે બોલતાં શીખવ્યાં. તેણે સાહિત્ય શાસ્ત્રના ગ્રંથ તથા સુભાષિત લખાણોનો સૌથી સારો અભ્યાસ કર્યો. તેણે ઓછામાં ઓછા આઠવાર થ્યુસિડાઇડીસના ગ્રંથની નકલ કરી એમ કહેવાયછે. તે બે ત્રણ માસ લાગટ એક ભોંયરામાં પેસી રહ્યો. અને ત્યાં કેવી રીતે ઘાંટો પાડીને સારૂં ભાષણ આપવું તેનો અભ્યાસ કર્યો. વળી તેણે આથેન્સના કાયદા અને ગ્રીસ દેશની રાજકિય બાબતોનો અભ્યાસ કરવામાં કાંઇ થોડો વખત ગાળ્યો નહોતો. છેવટે તેનો આવો ખંતીપણા યુક્ત ઉદ્યોગ સફળ થયો. અને જે ડેમોસ્થિનીસને લોકો વડે હાસ્ય થવાથી જાહેર સભામાંથી પહેલી વાર નાસી જવું પડયું

હતું; તેજ ડેમોસ્થિનિસ આખી દુનિઆમાં સૌથી મહોટામાં મહોટો સુભાષિત વક્તા થયો. મેસિડોનિયાદેશ સાથેનીખટપટમાં આ વક્તા ખૂબ પ્રસિદ્ધિ પામ્યો. તેણે "ફ્લીલિપિકસ" નામનાં કેટલાંક ભાષણો આપ્યાં છે, તે શિવાય બીજાં કેટલાંક ભાષણો પણ જૂદી જૂદી બાબતો વિષે આપ્યાં છે. એથેન્સ અને મેસિડોનિયા વચ્ચેની ઉથલ પાથલમાં કેટલોક મુખ્ય ભાગ તેણે લીધો હતો, તેના વિચારો દેશને હિતકર હતા. તેનું મરણ ઇસ્વીસન પૂર્વે ૩૨૨ માં થયું. ઘણા ખરાનું એમ કહેવું છે કે અમૂક કામને માટે અમુક બુદ્ધિવાળો માણસ જોઇએ; તે શિવાયઅન્ય કોઈથી તે કામ ન કરી શકાય. પણ અભ્યાસથી સર્વ થઇ શકે એ ઉપરના વક્તાના ચરિત્રથી સિદ્ધ થાયછે. ગરીબસ્થિતિમાંથી ઉત્તમ સ્થિતિને પામેલા પુરૂષોમાંનો એક રિચર્ડ કોબડન નામનો ઉદ્યોગી પુરૂષ હતો. વિલાયતમાં સસેક્સ પ્રગણામાં આવેલા મિડહર્સ્ટ નામના એક ગામમાં રહેનાર એકખેડુતને ત્યાં તેનો જન્મ થયો હતો. તેને ન્હાન પણથીજ લંડન શહેરમાં મોકલ્યો હતો. લંડન શહેરના ઉદ્યમાલયમાં તેને પેહેલોતો કામ કરવા સારૂ મોકલ્યો હતો. તે ઉદ્યોગી હતો, તેમજ સદાચરણી હતો, અને જુદી જુદી જાતનું જ્ઞાન મેળવવાને ઘણો આતુર હતો. તેટલા માટે તેને પુસ્તકો પર શોખ લાગ્યો હતો, અને તે એટલું બધું વાચતો કે તેના શિક્ષકને તેને અતિશય ન વાંચવાને માટે સૂચના કરવી પડતી. પણ તે છોકરો પોતાની મેળે વાંચવાના કામમાં આગળ ચાલ્યો ગયો; અને જેજે જ્ઞાન તેને ચોપડીઓમાંથી મળી શક્યું તે સર્વ મેળવી લીધું. બહાર ગામનું કામ કરવાને પોતાને ઘેરથી તે જતો. આને લીધે તેને સારી જગોએ વગો બંધાઇ. અને ધીમે ધીમે તે ચઢતી પદવીએ જવા લાગ્યો. છેવટ માન્ચેસ્ટરમાં તેણે છીંટ છાપવાનું કારખાનું માંડ્યું. વળી લોકોપયોગી કામમાં તેનું ધ્યાન ખેંચાયું. પેહેલી વાર જ્યારે તેણે જાહેર સભામાં ભાષણ આપ્યું, ત્યારે તે તદન નાસીપાસ થયો. પણ તે સ્વભાવે ઘણો ખંતી અને ઉદ્યોગી હતો, માટે મંડ્યો ને મંડ્યો રહ્યો; અને છેવટે એ સારી રીતે અસરકારક ભાષણ કરનાર થયો. સરરોબર્ટ પીલ અને બીજા મહોટા માણસો પણ તેના ઉદ્યોગ અને ખંતીપણાનાં વખાણ કરતા હતા.

પીલનામના નામાંકિત કુટુંબનો મૂળસ્થાપનાર એક ખેડુત હતો.

બ્લાકબર્ન પાસેનું હોલહાઉસ ફાર્મ નામનુ ખેતર તેના તાબામાં હતું. પણ પછીથી શહેરમાં ફિશલેનમાં એક ઘર હતું, ત્યાં રહેવાને ગયો. રોબર્ટપીલ જેમ જેમ મ્હોટો થતો ગયો તેમ તેમ તેને ઘણાં છોકરાં થતાં ગયાં, અને આવા બ્હોળા કુટુંબનું ગુજરાન ચલાવવું તેને મુશ્કેલપડે તેમ હતું. કારણ કે બ્લાકબર્નની આશપાસની જમીન ઘણીજ થોડી ફળ દ્રુપ હતી. આથી તેનો મહાન ઊદ્યમ પણ બરોબર ફળ આપતો ન હોતો. આ સમયે ખેડુત લોકોના કુટુંબનાં માણસો જ્યારે ખેતીના કામથી નવરાં પડતાં ત્યારે કાપડ વણતાં અને વેચીને પૈસા ઉત્પન્ન કરતાં. રોબર્ટ પીલે પણ આ પ્રમાણે પોતાને ઘેર માદરપાટ બનાવવાનું કામ શરૂ કર્યું. તે પ્રમાણિક હતો તેથી તકલેદી માલ નહોતો બનાવતો. તે ઘણો મહેનતું હતો અને આથી તેનો વેપાર સારી રીતે ચાલ્યો. પોતે ઉદ્યોગી હતો તેથી નવાં નવાં કામ માથે લેવાને હીમ્મતવાન્ હતો. રોબર્ટ પીલ આ પ્રમાણે રોજગાર ચલાવતો હતો તેવામાં તેનું મન માદરપાટને છાપીને છીંટ શી રીતે બનાવવી એ ઉપર ચોટયું હતું. આ હુન્નરને આ વખતે કોઈપણ જાણતું નહોતું. આથી છીંટ બનાવવાને સારૂ કેટલાક પ્રયત્નો કર્યા. આ પ્રયોગો તે પોતાના ઘરમાં છાનોમાનો કરતો હતો. જે લુગડું છાપવાનું હોય.તેના ઉપર આર તેના કુટુંબની એક સ્ત્રી ચઢાવતી. તે સમયે પીલના જેવા કુટુંબમાં લોકો ખાવાપીવામાં કાંસાની રકાબીઓ વાપરતા. એક દહાડો રોબર્ટ પીલે આવી રકાબી ઉપર માદરપાટની ઉપર છાપવાનું ચિત્ર રંગવતી કાઢયું; અને પછી માદરપાટ ઉપર દાબ્યું. એટલે બરોબર પડીને રહ્યું. પીલના ઘર પાસેના એક ઝુંપડામાં એક ડોશી રહેતી હતી. તેના ઝુંપડામાં એક કેલેન્ડરીન્ગ મશીન હતું. તેને ત્યાં જઇને પેલા સંચામાં પીલે એક ચિત્ર યુક્ત કાંસાની રકાબી મુકી, અને તેના ઉપર એક માદરપાટનો કકડો મુકયો; અને પેલો સંચો ફેરવ્યા પછી જોયું તો પેલો લુગડાનો કકડો બરોબર છપાઈ રહ્યો હતો. આ ધોરણ ઉપરજ હાલનું રોલર વતી છીંટ છાપવાનું કામ ચાલે છે. રોબર્ટપીલે થોડો વધારે સુધારો કરીને છીંટ છાપવાનું એક કારખાનું ચલાવ્યું. પણ તેના એક છોકરાએ ખરેખરો સુધારો કરીને આ સંચાને પૂર્ણતાએ પહોચાડયો. હવે રોબર્ટ પીલે ખેતીનું કામ તદન છોડી દીધું, અને અકસાઇ-

ડે નામના ગામમાં રહેવા ગયો, અને પોતાનો સંપૂર્ણ વખત માદરપાટ છાપવામાં રોકવા લાગ્યો. તેના છોકરાઓ તેના જેવાજ ઉદ્યમી હતા તેથી તેઓની મદદથી કેટલાક વર્ષ લગી તેણે તે જગોએ રહીને વ્યાપાર ચલાવ્યો. અને જેમ જેમ તે છોકરાઓ મોટા થતા ગયા તેમ તેમ તેઓ જુદો રોજગાર લેઇ બેસતા ગયા. આ પ્રમાણે પીલનું કુટુંબ સ્થપાયું. પીલનું કુટુંબ ખરેખરી પ્રખ્યાતિમાં તો જ્યારે આ રોબર્ટપીલના પુત્ર રોબર્ટ પીલને બેરોનેટની પદવી મળી, ત્યારે આવ્યું. તોપણ સર્વ વિચારવાનના મતથી તથા તે સર રોબર્ટપીલના પોતાનાજ મતથી એમ કહી શકાય કે પીલના કુટુંબનો મૂળસ્થાપનાર પુરૂષનો બ્લાકબર્નનો ખેડુત રોબર્ટપીલ હતો. આ સર્વ ઉદ્યોગનો પ્રતાપ છે.

'બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા' એ કહેવત પ્રમાણે સર-રોબર્ટપીલમાં પોતાના પિતા જેવું ઉદ્યોગીપણું, બુદ્ધિબળ તથા કોઇકામ માંથે લેવાનું સહાસિકપણું હતું. આ નરનીપ્રથમાવસ્થાતો જે અવસ્થામાં તેના બાપના ઉદ્યોગથી પીલનું કુટુંબ આવ્યું હતું તેજ અવસ્થાહતી; અર્થાત્ સામાન્ય મહેનતુ માણસથી કાંઈક વધારે સારી અવસ્થા હતી. તેના પિતાએ તેના કુટુંબને એવી સ્થિતિમાં લાવીને મુક્યું હતું કે આગળ જતાં કોઈ સારી સ્થિતિને તે પામે, તોપણ આ દુનિયાનો પરમેશ્વર પૈસો છે તથા વસુ વિના નર પશુ છે, માટે પોતાની પાસે કાંઈ ઝાઝી મુડી નહી તેથી તેને બહુ અડચણ પડતી હતી. તેથી તે વધારે ફાયદો થાય તેમ બહોળા પાયાપર પોતાનો વ્યાપાર ચલાવી શકતો નહોતો. પણ ઉદ્યોગને સર્વ મદદ કરેછે, એ અમો આગળ કહી ગયા છીએ. તે પ્રમાણે આ બાબતમાં પણ થયું. જ્યારે રોબર્ટ સમય જતાં વિશ વર્ષની ઉમરે આવી પહોંચ્યો, ત્યારે તેણે એવો નિશ્ચય કર્યો કે પોતે કોટન પ્રિન્ટીન્ગનું કામ ચલાવવું; તે આ કામ પોતાની મેળે પોતાના પિતા પાસે સારી રીતે શીખ્યો હતો. તેને એક જેમ્સ હોવર્થ નામનો કાકો હતો, તે અને વલીયમ યેટ્સ નામનો બીજો પુરૂષ એ બન્ને એકઠા મળીને આ ઉદ્યોગી માણસને તેના કામમાં મદદ કરવાને ભાગીઆ થયા. ઊલીયમ યેટ્સના પિતાએ પોતાના ધંધા વડે કેટલીક મુડી કરી હતી. તેની એવી ખુશી હતી કે તેનો છોકરો કોટન પ્રિન્ટીન્ગના ધંધામાં પડેતો બહુ સારૂં. તેથી તે પોતાનામ છોકરાને આ કામાં

રૂપૈયા ધીરવાને ખુશી હતો. આ રૂપૈયાની મદદથી કારખાનું બંધાયું; તે કારખાનું બાંધવામાં તથા તે બંધાયા પછી પણ બાધો અનુભવ તો રૉબર્ટ પીલનોજ હતો. લોકો એમ કહેતા કે "તેના જુવાન ખભા ઉપરનું માંથુ બહુ ઘરડું હતું." અર્થાત્ જો કે તે પોતે જુવાન હતો તોપણ તેના મગજમાં જે અનુભવી ડહાપણ હતું તે વૃદ્ધ પુરૂષના જેવું હતું. તેમણે જે જગો પોતાનું કારખાનું બાંધવાને ખરીદી તે જગાએ દાણા દળવાની ચક્કી હતી, પણ આ વખતે આ જગો ભાગી પડેલી હતી. આ ચક્કીની આસપાસ કેટલાંક ખેતર હતાં તે પણ તે ભાગીઓએ લઇ લીધા. આ જગો 'આઉન્ડ' એ નામથી ઓળખાતી હતી. આ કારખાનું થોડાક લકડ કામથી ઉભું કર્યું હતું, અને ઈ. સ. ૧૭૭૦ ના વરસમાં બહુજ સાદી રીતે કારખાનાનું કામ ચાલવા લાગ્યું. આગળ જતાં આ કારખાનાની જોડે એક રૂ કાંતવાની પણ મીલ વળગાડી દેવામાં આવી હતી. ભાગીઆઓને પોતાનું સઘળું ખરચ ખુટણુ ઘણી તંગીએ લીધે બહુ કરકસરથી ચલાવવું પડતું હતું. આ તંગી નીચે પ્રમાણે હતીઃ—વીલીયમ યેટ્સ વહેલો પરણ્યો હતો. અને તેથી તે સ્ત્રી સહિત હોવાથી તેણે પોતાનું નાનું સરખું ઘરબાર માંડયું હતું. રોબર્ટ પીલ એકલો હતો. તેથી રોબર્ટપીલને ઘર માંડવાની આથાકુટમાંથી બચાવવાને માટે યેટ્સે ખરચ લેઇને તેને પોતાના ભેગો રાખ્યો હતો. રોબર્ટપીલ દર અઠવાડીએ આઠશિલીન્ગ ખરચના આપતો. આ ખરચ ઘણું મોટું પડવાથી આ બે ભાગીઆ વચ્ચે વાંધો પડયો, પણ છેવટે તે વાંધાનું કોઇક રીતે સમાધાન થયું, અને પછા મીલ સાહેબ ઠેકાણે પડયા. યેટ્સને પહેલા ખોળાની એક છોડી થઇ તેનું નામ એલેન પાડયું, તે છોકરી ઉપર તે નહાનો હતી ત્યારથી જ રોબર્ટપીલ વહાલ રાખતો. જ્યારે તે સાંજરે કારખાનામાં આખો દહાડો મહેનત કરીને થાકયો પાકયો ઘેર આવતો ત્યારે તે છોડીને પોતાના ખોળામાં બેસારતો અને પુછતો કે "નાની મેલી તું મારી સાથે પરણીશ", ત્યારે તે છોકરી તરતજ "હા" એમ કહેતી. ત્યારે રોબર્ટ કહેતો કે "જ્યાં સુધી તું મહોટી થઈશ ત્યાં સુધી હું તારી રાહ જોઈશ." જેમ જેમ આ છોકરી મહોટી થતી હતી તેમતેમ તેનું સૌન્દર્ય ખીલતું જતું હતું. તે જોઈને રોબર્ટનું તે મહોટી થાય ત્યાં લગણ રાહ

જોવાનું વલણ પણ વધતું ગયું. અને જ્યારે તે સતર વર્ષની થઇ ત્યારે તેની સાથે તેણે લગ્ન કીધું; જે છોકરીને પીલે રમાડી હતી તે મિસિસ પીલ થઈ અને જ્યારે પીલને ઉમરાવની પદવી મળી ત્યારે તે લેડી પીલ થઇ. આ સ્ત્રીમાં સર્વોત્તમ સ્ત્રીના ગુણો હતા. તેનું મન હમેશાં ઉમદું હતું, અને પોતાના પતિની બધી પ્રકારની સ્થિતિમાં તે એક ભૂષણ રૂપ નીવડી. પોતાના પતિનો કાગળપત્રનો વ્યવહાર પોતે ચલાવતી કારણ કે રાબર્ટ પીલ એક સારો લેખક નહોતો. આ સ્ત્રીનો પુત્ર આગળ જતાં ઇંગલંડનો મુખ્ય પ્રધાન થયો. તે લેડી થવાથી વારંવાર બહાર જઇ શકતી નહોતી. આથી તેની તનદુરસ્તી બગડી હતી. તે ઇ. વિ. ૧૮૦૩ માં મરણ પામી. તેનો પિતા પછી વારંવાર કહેતો કે "જો રોબર્ટે એને લેડી ન બનાવી હોતતો તે હાલ પણ જીવતી હોત". હાલ પણ પેલા કારખાનાનું કામતો ધમધોકાર ચાલતું હતું. તેમાંથી તેમને નફો પણ પુષ્કળ મળતો. આખી પહેડીનો કરતા હરતા પીલ હતો. તેનું શરીર અને મન બન્ને દૃઢ હતાં. તેનો ઉદ્યોગ અને વ્યાપારની ચાલવણી અનુપમ હતાં. સ્પિનીંગ મીલમાં પણ તે કામ બરોબર રીતે ચલાવતો. આર્કરાઇટ જેમ સ્પિનીન્ગના કામનો સ્થાપક હતો તેમ આ પ્રિન્ટિંગના કામનો સ્થાપક હતો. બીજા ભાગીઓએ પણ જુદે જુદે ઠેકાણેઆથાં કારખાનાં કાઢયાં હતાં. આ સર્વે કારખાનામાં એવું સારૂં કામથતું કે સર્વ સ્થળે તેમનો વકકર બેશી ગયો હતો. અને આખા વ્યાપારની કુંચી તેમના હાથમાં હતી. વળી એ પણ કહેવું જોઇએ કે તેમના કારખાનામાં કામ કરનારા લોકોને મોસમ ના હોય તોપણ તેમને કાંઇ લાભ થાય તેવું કામ કરવાને તેઓ પુરૂં પાડતા. કારખાનાના કામની રીત પીલને સારી રીતે જાણીતી હતી. શા શા ફેરફાર કેવી રીતે કરવા તે તે સંપૂર્ણ રીતે જાણતો હતો. તેણે છીંટ બનાવવામાં "રિસિસ્ટ વર્ક" નામનો ફેરફાર દાખલ કર્યો. હાલ પણ આ રિસિસ્ટ વર્ક કેલીકો પ્રિન્ટિંગમાં કાયમ છે. આથી જે ભાગ ધોળો રાખવાનો હોયછે તે બરોબર ધોળો રહેછે અને ચિત્રનો ભાગ બરોબર નિયમિત રહેછે. આમ કરવામાં પેસ્ટ વાપરવી પડેછે. આ પેસ્ટ લંડનના એક મુસાફરે શોધી કાઢી હતી, તેની પાસેથી ભારે કીંમત આપીને પીલે પેસ્ટ રાખી; પણ આનો બરોબર ઉપયોગ કરતાં આવડવાને માટે કેટલાક વખતની

જરૂર હતી. પીસે થોડાક વખતમાં આનો ઉપયોગ શી રીતે કરવો એ વાતનો અનુભવ લેઈ લીધો અને પછીથી તેણે સફાઈ પૂર્વક છીંટ છાપીને કાઢી. તે માલ સર્વથી સરસ બજારમાં ગણાયો અને તેની સારી ખપત થઈ. તેજ કુટુંબનાં માણસે બીજા ઘણે સ્થળે વિલાયતમાં કારખાનાં કર્યાં અને ભારે આબાદાનીમાં તેઓ આવ્યા.

કંટાળ્યા વિગર મંડયા રહેવાની ટેવવાળા સરજન જોસફ હયુમનું ચરિત્ર ઉપયોગી થયા વગર રહેશે નહીં. તેનો પિતા તેને નહાનું બાળક મુકીને ગુજરી ગયો હતો. તેની માએ પોતાના કુટુંબનો નિભાવ કરવાને તથા પોતાનાં છોકરાંને કેળવવાને માટે મોન્ટ્રોસમાં એક નહાની દુકાન કાઢી અને તેમાં તે ખૂબ ઉદ્યોગથી મહેનત કરતી હતી. જોસફ સામાન્ય બુદ્ધિનો માણસ હતો તોપણ "મંડયા રહો" એ એનો નાયક શબ્દ હતો અને તે પ્રમાણે તે ઉદ્યોગમાં મંડયો રહેતો. તેનું પ્રમાણિકપણું પણ દૃઢ હતું. જોસફને એક સરજનને ત્યાં એપ્રેન્ટિસ મુકયો અને વૈદ્યક શાસ્ત્રનું જ્ઞાન આપ્યું. જ્યારે તેણે પોતાનો અભ્યાસ પુરો કર્યો અને તેને સરટિફીકેટ મળ્યું ત્યાર પછી તેણે વિલાયતથી હિંન્દુસ્તાન ગણીવાર જા આવ કરી. આ વખતે તે એક વહાણના સરજન તરીકે નોકરી કરતો હતો. જ્યારે તે વહાણમાં નવરો પડતો ત્યારે દરિઆ સબંધી અને વહાણ હંકારવા સબંધી જ્ઞાન મેળવતો. આ જ્ઞાન તેને એકવાર દરિયામાં તોફાન થવાથી ઉપયોગમાં આવ્યું હતું. પછી તેને કંપનીની નોકરીમાં જગો મળી અને ખૂબ મહેનત કરીને પોતાનું કામ તે બજાવતો. તેના ઉપરીઓની મહેરબાની તેના ઉદ્યોગી સ્વભાવથી દિનપરદિન વધતી ગઇ અને જેમ જેમ તે કામ શીખતો ગયો તેમ તેમ તેને પાયરીએ તેઓ ચડાવતા ગયા. ઇ.સ.૧૮૦૩ માં જ્યારે મરાઠા વેર થઇ ત્યારે જનરલ પોવેલના હાથ નીચેની ટુંકડી સાથે તે હતો. એવામાં લશકરી દુભાષીઓ મરણ પામ્યો. આની જગો જોસફને મળી. કારણ કે નોકરીથી પરવારીને તે પોતાનો કાળ દેશી ભાષા શીખવામાં ગાળતો. પછીથી તેને મેડિકલ સ્ટાફનો ઉપરી નીમ્યો. આ પુરૂષ એવો ઉદ્યોગી, ખંતી અને નિયમિત હતો કે પે. માસ્ટર અને પોસ્ટ માસ્તરની જગો પણ તેણે એકજ વખતે લીધી, અને તે ત્રણે જગોનું કામ પૂર્ણ સંતોષ કારક રીતે બજાવતો. વળી સે-

ણે મોદી ખાતાને જોઇતી ચીજો પુરી પાડવાને કોન્ટ્રેક્ટ રાખ્યો અને આથી પોતાને તથા લશકર બન્ને ને તેણે ફાયદો કર્યો. અહા! કેવો ઉ-દ્યોગી અને કામમાં કેવો નિયમિત!! દશ વર્ષની સંતત મહેનત કર્યા પછી તે વિલાયત ગયો અને ત્યાં જઇને પહેલ વેહેલાંતો પોતાનાં ગરીબ સગાંને માટે સારો બંદોબસ્ત કર્યો. ઉદ્યમથી આબાદાની મેળવીને પછી આળસુ થવાનો સ્વભાવ જોસફ હ્યુમનો નહોતો. એને નવરા બેસી રહેવું ગમતુંજ નહોતું. જ્યારે કાંઈપણ કામ કરવાનું હોય ત્યારેજ તેનો જીવ આનંદમાં રહેતો. પોતાના દેશની ખરી સ્થિતિથી જાણીતા થવાને માટે તેણે ઇંગ્લાંડનું દરેક પ્રખ્યાત શેહેર જોયું તથા પરરાજ્યનીસઘળી અવસ્થાથી માહેર થવાને યુરોપના જુદા જુદા દેશમાં તે ફરીવ-ળ્યો. તેપછીથી ઇંગ્લંડમાંઆવ્યો. ૧૮૧૨ની સાલમાં પારલામેન્ટનો સભાસદ થયો અને ચોત્રીશ વર્ષપર્યન્ત તે તે સભાનો સભાસદ રહ્યો. તેનું રાખવામાં આવેલું પ્રથમ ભાષણ લોકોની કેળવણી વિષેનું હતું. તે શિવાય તેનો સ્વભાવ એવો હતો કે જેથી લોકોનું કોઈપણ પ્રકારે ભલું થાય તેવા કામમાં હમેશાં તેનું ધ્યાન રમી રહેતું; અને લોકોપયોગી અનેક કાર્યને તે ટેકો આપતો. જે કાંઇ કામ તે માથે લેતો તેને સરેતારે પાર પાડવાને તે રાત દિવસ મંડયો રહી મહેનત કરતો. તે બહુ ઉત્તમ વક્તા નહોતો તોપણ જ્યારે તેનું ભાષણ હોય ત્યારે લોકો એમજ સમજતા કે જે કાંઇ તે કહેશે તે સર્વ સ્વતંત્ર અને પ્રમાણિક વિચાર યુક્ત હશે. લોકો તેની કોઇવાર તારીફ કરતા તે વિષે આપણે વિચાર કરીએ તો આપણને અચંબો લાગ્યા વગર રહે નહીં. તે છવાગે ઉઠતો અને પોતાનો પત્રવ્યવહાર કરીને પાર્લામેન્ટના ઉપયોગી કાગળોને ગોઠવતો. હમેશ તે પાર્લામેન્ટમાં હાજર રહેતો અને ગમે તેટલે મોડે સુધી તકરાર ચાલે તોપણ છેવટ સુધી તે સભામાં બેઠેલોજ હોય, વળી તે રોજ કેટલાક અગત્યના કામવાળા માણસની મુલાકાતો લેતો. આ માણસને મૂર્તિમાન મંડયા રહેવાનો ગુણ કહીએ તો ચાલે. સેમ્યુઅલ ડ્રયુનું મનોરંજક ચરિત્ર પણ આ નિબંધના અંતમાં મુકીશું તો તેવાજ જેવા સ્વભાવના માણસોને ઉદ્યોગનો ઊપદેશ વધારે સારી રીતે કરી શકાશે. ડ્રયુનો બાપ કાર્નવાલમાં સેઈન્ટ ઓસ્ટેલના પેરીશનો ઘણો મહેનતુ મજૂર હતો. ડ્રયુનો મોટો ભાઇ જાબેઝ ભણવામાં બહુ હુંશીયાર હતો. પણ ડ્રયુતો ઠોઠનો સરદાર હતો, માટે આઠ વર્ષની ઉ-

મરે મજુરી કરવા મુક્યો હતો; ત્યારપછી મોચીને ત્યાં એપ્રેન્ટીસ મુ-ક્યો હતો. આ નોકરી તેને બહુ સખત લાગતી હતી. મ્હોટો થયો તેમ તેમ બહુ તોફાની થયો વાડીઓમાંથી ચોરીઓ કરવી, ટંટા ફિતુર કરવાં, આવાં આવાં કામમાં તે ખૂબ ભાગ લેતો. એકબાર તો મનવાર ઉપર નોકરી રહેવા જવાનું ધારીને તે નીકળ્યો પણ રસ્તામાં ટાઢે મુવો એટલે અડધે રસ્તે જઈને પાછો આવ્યો. હવે તે પ્લીમાઉથ શહેરની પાસે રહેવા ગયો, ત્યાં જોડા શીવવાનો ધંધો કરતો હતો. ત્યાં આગળ પટા ખેલવાની સરત થઇ તેમાં તેણે ઇનામ મેળવ્યું. પછી એકવાર વહાણ તે લુટવાની સવારી ઉપર ગયો પણ તેની હોડી દરિયામાં ઉંધી પડી; બીજા બે જણ સાથે તરતો તરતો કીનારા પાસેના ખડક ઉપર તે જઈ પહોચ્યો, ત્યાં ટાઢે ઠરી ગયો પણ દારૂબાર તેને પાયો એટલે જરા સાવધ થયો અને બરફમાં ચાલીને પાછો તેને મુકામે આવ્યો; આવા પ્રાણ સંકટમાંથી તે ઉગર્યો. હવે પછી તે જરા ગંભીર થયો. તેનો બાપ ફરીને તેને સેઇન્ટ ઓસ્ટેલ લઈ ગયો. ત્યાં તેને મુસાફરના જોડા શીવવાનું કામ સોંપ્યું. તેનો મોટો ભાઈ હવે ગુજરી ગયો હતો. તેથી ડ્રયુના મનમાં ઉદ્યમી થવાનો વિચાર આવ્યો. તેણે ફરીને ભણવા માંડયુ. જોડા શીવવાનું કામ તે દહાડે કરતો અને રાત્રે વાંચતો તથા લખતો. આમ કરતાં પણ તેને પુરતો વખત મળતો નહોતો ત્યારે જ્યારે તે ખાવા બેસતો તે વખતે ચોપડી ઉઘાડીને ટેબલ ઉપર મુકતો અને વાંચતો; આ પ્રમાણે દરેકવાર ખાવા બેસે ત્યારે પાંચ છ પાના વાંચતો. તેણે એસે ઓન અન્ડર્સ્ટેન્ડીંગ વાંચ્યો અને તેથી તેનું મન મેટાફિસિક્સ તરફ વળ્યું. વળી તે ઇતિહાસ અને ખગોળ પણ વાંચતો. વળી તે પોતાના ગામની રાજકીય બાબતો તરફ પણ ધ્યાન આપતો; પણ આ બાબતમાં એ એટલો ગરક થઇ ગયો કે દિવસે પોલીટિક્સનો વીચાર કરે અને રાતે જોડા શીવે. આથી એક છોકરાએ તેને બાંટો પાડીને કહ્યું "અલ્યા મોચી દહાડે રાજકીય બાબતનું ડહાપણ ડોળ અને રાતે જોડા શીવ." આ પરથી શીખમણ લેઈને પોલિટિક્સની કડાકુટ છોડી દીધી અને તે જોડા શીવવા લાગ્યો અને વખત કાઢીને વાંચવા લાગ્યો. પછી તેને પુસ્તક લખવાનું મન થયું. પોતાની સ્ત્રી જ્યાં રાંધતી હતી ત્યાં જઈને થોડું થોડું લખતો. તેણે "Essay on the immateriality and im-

mortality of soul" લખ્યોછે. પોતાનો ધંધો તે કર્યે જતો પણ વખત મળેતો રોજ નવાં પુસ્તક વખતો. "Electic Review" પણ તેણે લખ્યુંછે. તેની દેખરેખ નીચે કેટલાંક પુસ્તક તથા પત્રો છપાતાં હતાં

આ શિવાય બીજા ઘણા ઉદ્યોગી પુરૂષો જગતમાં થઇ ગયાછે તેમનાં ચરિત્ર પરથી સાર લેઇને આળસનો ત્યાગ કરીને ઉદ્યોગના ભક્ત થઈને આપણા આર્ય બંધુઓ ફરીને ભરતખંડને સર્વોત્તમ સ્થિતિમાં લાવીને વિજય ધ્વજ ફરકાવી જય જયકાર કરો એવી અમારી સર્વેશ્વરને પ્રાર્થના છે.

અલબેલીરે અંબેમાત જોવાને જઇએઃએ રાગે.

હે ભરત ભૂમિના લોક ઉદ્યમ માંડો ને, જેથી શ-
મશે સઉશોક આળસ છાંડોને. ટેક.

અસલ દેશ આર્યોનો આ છે, શૂરાનું સંસ્થાનરે;
સ્વર્ગ સમાન હતો પણ, ઉદ્યમ વગર ભુલ્યો નિજ ભાન. ઉદ્યમ માંડોને ૧

આળસ ખસનો ચેપ ખરેખર, પ્રસર્યો છે ચોપાસરે;
ઉદ્યમ તજીને કરતાં શીખ્યા, કર્મ ઉપર વિશ્વાસ. ઉદ્યમ માંડો. ૨

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રો ચૂકયા નિજ ધર્મરે;
મર્મ ન સમજ્યા ઉદ્યમ ત્યાગ્યો, ધાર્યો સર્વ અધર્મ. ઉદ્યમ માંડોને. ૩

આળસથી કસ સર્વ ગયો ને, વસમો વર્ત્યો કાળરે;
હે હિન્દુના દેશ હવે કાંઈ, નયન ઉઘાડો ભાળ. ઉદ્યમ માંડોને. ૪

ધૂળ મહીંથી ધન પાકેછે, એવો છે આ દેશરે;
પણ તેને પરદેશ ચઢાવે, આળસ કરી પ્રવેશ. ઉદ્યમ માંડોને. ૫

સઘળાં જન જગ પતિએ સરજીને, આપ્યા છે પગ હાથરે;
ઉદ્યમની જન બાથ ભરેતો, વ્હાર કરે જગનાથ. ઉદ્યમ માંડોને. ૬

દેશ થયો હિન્દૂનો દુર્બળ, ઉદ્યમ થાતાં લોપરે;
જુઓ હાલ યૂરોપ તણો, ઉદ્યમથી કેવો ઓપ? ઉદ્યમ માંડોને. ૭

બકવાથી નથી કામ થવાનું, પોતે કરી બતાવોરે;
પોતે હિમ્મતવાન થઇ, બીજાને હિમ્મત લાવો. ઉદ્યમ માંડોને. ૮

પરદેશીને હસ્ત પડયા, પરતન્ત્ર થયા બેહાલરે;
તોપણ ઉદ્યમ આદરશો તો, સારૂં થાશે કાલ. ઉદ્યમ માંડોને.

સર્વ પ્રકાશક આળસનાશક, ઇશ્વર ઉદ્યમ આપેરે;
આર્ય તણા સઉ કાર્ય સુધારે, કહે નગીન ભય કાપે. ઉદ્યમ માંડોને ૧૦

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫ | ૨૩ | ઓવે | આવે |
| ૧૧ | ૧૪ | પ્રાપ્તિ | પ્રાપ્તિ |
| ૧૧ | ૨૧ | थिद्या | विद्या |
| ૧૧ | ૨૭ | પુરૂષોને | પુરૂષોએ |
| ૧૨ | ૧૯ | વિદ્યર્થિને | વિદ્યાર્થિને |
| ૧૨ | ૨૮ | ઉદ્યેગી | ઉદ્યોગી |
| ૧૪ | ૧૭ | જુઠુ | જૂઠું |
| ૧૫ | ૧ | વં દુગુણોને | વં દુર્ગુણોને |
| ૧૬ | ૨૩ | wearlh | wealth. |
| ૧૭ | ૬ | debt | debts. |
| ૧૭ | ૭ | dispair | despair. |
| ૧૯ | ૨૮ | cost | costs. |
| ૨૬ | ૧૫ | वक्ते | वक्त्क |
| ૨૬ | ૨૪ | लक्ष्मी | लक्ष्मीः |
| ૨૮ | ૨ | तदैव | तद्दैव |
| ૨૮ | ૨૧ | wnever lnew | never knew. |
| ૨૮ | ૨૨ | eminences ho hay | eminence who lay. |
| ૨૯ | ૧૨ | વરેણુ | વેરણુ |
| ૨૯ | ૧૪ | ઈચ્છા | ઇચ્છતા |
| ૩૦ | ૮ | બુક્કને | બુક્કનને |
| ૩૬ | ૧૫ | લેવા | લેવાં |
| ૩૭ | ૨૦ | ઠેકાણે | ઠેકાણે |
| ૩૭ | ૨૫ | અર્થ | ભાવાર્થ |
| ૩૯ | ૨૩ | છે | છે? |
| ૩૯ | ૨૮ | ઘરઆંણા | ઘરઆંગણા |
| ૪૦ | ૧૮ | ઘણીવાર | ઘણીવાર |
| ૪૧ | ૬ | નેથી | નથી |
| ૪૫ | ૭ | કારણે | કારણુ |
| ૪૫ | ૧૬ | બુદ્ધ્ધ | બુદ્ધિ |
| ૪૯ | ૧૦ | sweat | sweet. |
| ૪૯ | ૧૨ | વાતનો | વાતતો |
| ૫૦ | ૧૧ | નિપુણ્ય | નૈપુણ્ય. |
| ૫૦ | ૧૯ | નિરૂયોગી | નિરૂદ્યોગી |
| ૫૧ | ૯ | પોતાવા | પોતાના |

| | | | |
|---|---|---|---|
| ૫૪ | ૨૨ | शैलोःपि | शैलोपि |
| ૫૬ | ૯ | वस्तुंनि | वस्तुनि |
| ૫૬ | ૧૦ | खततयं | स्वतनयं |
| ૫૭ | ૨૪ | તારીફમાા | તારીફમાં |
| ૫૭ | ૨૬ | वनेम | वनेच |
| ૫૭ | ૨૭ | च | न |
| ૫૮ | ૨૨ | नास्तमुद्यम० | नास्त्युद्यम० |
| ,, | ,, | જગત | જગત્ |
| ૫૯ | ૧૮ | पत्रकः | पञ्चकम् |
| ૫૯ | ૨૭ | प्रपथं | प्रपथे |
| ૬૦ | ૭ | ग्रात्र | पावै |
| ૬૧ | ૨૦ | ए. | ऐ. |
| ૬૨ | ૮ | shall find | finds. |
| ૬૪ | ૨૬ | thre | there. |
| ૭૧ | ૭ | ફ્રરતા | ફરતા |
| ૭૩ | ૩ | कयमति | कथयति |
| ૭૩ | ૧૧ | તે આતે | તે |
| ૮૫ | ૨૫ | જાળવતા, | જાળવતાં ! |
| ૮૫ | ૨૬ | ગણાતા. | ગણાતા ! |
| ૮૬ | ૬ | કરાવાને | કરવાને |
| ૮૭ | ૮ | યત્તો | યંત્રો |
| ૮૮ | ૧૪ | તને | તેને |
| ૮૮ | ૧૫ | આવકાશ | અવકાશ |
| ૮૮ | ૨૯ | દરક | દરેક |
| ૮૯ | ૭ | અરવથામાં | અવસ્થામાં |
| ૮૯ | ૨૨ | નિશ્ચય | નિશ્ચય |
| ૯૧ | ૧ | પારલામેટના | પારલામેન્ટના |
| ૯૧ | ૩ | કાતનારા | કાંતનારા |
| ૯૧ | ૪ | સચો | સંચો |
| ૯૧ | ૮ | પેસ્ટન | પ્રેસ્ટન |
| ૯૧ | ૨૬ | માથાને | માથાંને |
| ૯૩ | ૧૩ | ખોલવ | ખોલવા |
| ૯૪ | ૪ | જાદી | જૂદી |
| ૯૫ | ૩૦ | બ્રકસાઇડ | બ્રુકસાઇડ |
| ૯૬ | ૩૦ | પોતાનામ...કામાં | પોતાના...કામમાં |